# યશ્તે વદરદેગાંન્

## ગુજરપામેલાંઓની આરાધના

લખનાર,

જાલ દસ્તુર ખુરશેદજી પાવરી, એમ. એ., પીએચ ડી.

મુંબઈ

નિર્ણય સાગર પ્રેસ

૧૯૨૭

# નજર નામેહ



દીની ક્રિયાઓ કરનારા અથોરનાન ટોળાના
ખરા ખેરખાહ અને માનવંત મુરબ્બી
**શેઠજી સાહેબ મેહેરવાનજી મનચેરજી કામાજી બી. એ.**
એઓ નામવરનાં મારા ટોળાપર થયલાં
નહીં ભુલી શકાય એવાં બેહદ એહેશાંનમાં
ધાર્મિક ક્રિયાઓનું આ પુસ્તક
ઘણાં માન સાથે અર્પણ.

## NOTE FOR LIBRARIANS AND BIBLIOGRAPHERS

**Pavry, Jal Dastur Cursetji.** Yasht e Vadardegān. Bombay, 1927.

*Cloth, 12 mo, xii+64 pages, Rs. 2 net.*

This work in Gujarati is a treatise on the Zoroastrian Sacraments and Ordinances, with a special reference to the Prayers and Ceremonies for the dying and dead. The monograph presents and discusses the statements contained in the old Avestan texts, the later Pahlavi-Pāzend books, and in the modern Parsi-Persian writings with reference to the origin, growth and development of Parsi beliefs and observances, and their place in the life of the modern world.

# દીબાચો

જે દીનદાર જરથોસ્તીઓ મરણ પાછલની ક્રિયાઓમાં ભાવ અને ભક્તિ ધરાવે છે, તેઓ પોતાનાં ગુજરપામેલાં વહાલાં બેશાવંદો તરફ પોતાની ફરજ બેશક અદા કરે છે અને ફરજંદ વારેસો તરીકે પોતાની સાચી વફાદારી પુરવાર કરે છે. આ પાક ફરજ દીનનાં અસલ અવસ્તા તથા પહલવી—પાઝંદ લખાણો મુજબ, ઘટતી રીતે અને બરવખ્તે અદા થાય એવી ભલી મકસદથીજ આ પુસ્તક હમકોમની સેવામાં ધર્યું છે અને પુસ્તક માટે 'યશ્તે વદર્દેગાંન્' નું અર્થ સૂચક લાયક નામ પસંદ કરવામાં આવ્યું છે.

હાથ ધરેલી બાબદ ઉપર આ આગલ મરહુમ વિદ્વાન શેહેરીઆરજી દાદાભાઈ ભરૂચાએ ઘણું લખ્યું છે. વળી એજ બાબદ ઉપર શમસુલ ઉલમા ડો. જીવનજી જમશેદજી મોદીએ વિદ્વતા ભરેલું કેટલુંક વિવેચન કીધું છે. તેમજ મારાં હુમણાંજ બાહાર પડેલાં ડૉકટરલ ડીઝરટેશનમાં હાથ ધરેલા વિષય સાથ સંબંધ ધરાવતી અને તે ઉપર રોશની નાખતી દીની ક્રિયાઓની ખુબીઓ વિસ્તારીને સમજાવવામાં આવી છે. ત્યાર બાદ થોડાજ વખતપર મારા વિદ્વાન મિત્ર મી. શાપુરજી કાવસજી હોડીવાલા આ બાબદ ઉપર કેટલુંક બોલ્યા છે, તોપણ ક્રિયાના આ બોહોલા વિષયને લીધે હાથ ધરેલા રેસાલામાં કેટલીક નહીં જણાયલી નવીન બાબદો અહીં આપણે જોઇ તથા જાણી શકીશું.

અહીં મનન કરવા લાયક જે બાબદો આપણે પેહેલીજ જોઇએ છીએ અને જે ઉપર પૂર્વ કે પશ્ચિમના વિદ્વાનોનું ખાસ ધ્યેઆન ખેંચાયું નથી, તે વંદીદાદની પરગરદ ૧૨ મીમાં મરણના પેહેલા ત્રણ દહાડાની સૌથી જરૂરની અને સૌથી ગંભિર પાવમહેલની ફરજીયાત ક્રિયાની અવસ્તાની સીધી શાહાદત છે. બીજી બાબદમાં 'ઉશ્તવઇતી ગાથા' નું ગાહસારણું છે, જે સરોશ યજદની ક્ષ્નુમન સાથે બાજ ધરવા અને બાજ મુક-

વાનું પેહેલુંજ આપણને મલે છે. આ બે અને બીજી નવીન બાબદો તરફ મારા અભ્યાસિ ભાઇબંધોનું હું ધેઆન ખેંચું છું.

મરણ ક્રિયાઓના બાબમાં આ અદના લખનારના એક-માર્ગી વિદ્વાન પિતા દસ્તુર ખુરશેદજીએ બે દાયકા જેટલી લાંબી મુદતથી જાહેરમાં અનેક લખાણો કીધાં છે. આ લખાણોએ કોમના સમજુ વર્ગ ઉપર સારી અસર કીધી છે અને કોમી મત કેળવવામાં જે સંગીન ફાળો આપ્યો છે, તે કોમના મોટા ભાગથી છુપું રહ્યું નથી.

ધાર્મિક ક્રિયાઓનું આ પુસ્તક, પચીસ લાખ રૂપિયાની બાદશાહી સખાવતથી મારા અથોરનાન ટોળાને આભારના ભાર તળે મુકનાર અને "ધી મનચેરજી ફરામજી કામા અથોરનાન ઇન્સટીટયુટ" બરપા કરનાર માનવંત શેઠજી સાહેબ મેહેરવાનજી મનચેરજી કામાજીને એઓની જાણ વગર અને પરવાનગી વગર અર્પણ કરવા માટે કર્તા દરગુજર ચાહે છે.

અથોરનાન ટોળાએ નહીં વકી રાખેલી ઉદાર જીગરની આ ભલી લાગણી ઉત્પન્ન કરવામાં ખુદા પાકનોજ ગેબી હાથ જણાય છે. ખાતું હાલ બચગીમાં છે, તે જવાનીના પુરબ્હારમાં જ્યારે આવશે ત્યારે તે એકલું અથોરનાન ટોળા માટેજ નહીં, પણ ભલા બેહેદીન સાહેબો માટે બલકે જરથોશ્તી આલમ માટે આશિર્વાદ સમાન થઇ પડવા વિના રેહેનાર નથી. ખુદા પાકની કરમ બખશેશથી બરપા થયલું આ ધાર્મિક ખાતું સદા પાયદાર રહો! તે ઉપર કરીમે કારસાજના આશિર્વાદ ઉતરો! અને ખાતાંમાંથી હુમકોમની સાચી રાહબરી કરનારા પરહેજગાર અથોરનાનો, અશો દસ્તુરો અને ફાજેલ ઓલમાઓ બાહાર પડો, એવી ખરાં જીગરની દોઆ તે પરવર આમીન કરો!!

જાલ દસ્તુર ખુરશેદજી પાવરી.

મુંબઈ,
રોજ હોરમજદ માહ શેહેરેવર
દીની સાલ ૧૨૯૬ યજદજરૂદી.

# સાંકળ્યું




સફે

દીબાચો ... ... ... ... ... ... ૫

ગુજરેલાંઓની આરાધના વિષે થયલાં કેટલાંક અગ-
ત્યનાં લખાણો... ... ... ... ... ૯

સંક્ષેપ શબ્દોની ટીપ ... ... ... ... ૧૧

બાબ

૧. **શરૂઆતના બે બોલ.** યોઝદાથ્રગર મોબેદ અને જજ-
માન બેહેદીન સાહેબો—આપણી હાથ ધરેલી બાબદ—
આપણું દીની સાહિત્ય. ... ... ... ... ૧

૨. **મરણની છેલ્લી ઘડી. એક કીમતી કલામ.** ... ૭

૩. **પહેલું પુરાતન ગાહસારણું.** ગાથાના કલામોની એજ-
મતી અસર—ગાહસારણાની સુંદર ચુંટણી—ગાહસારણાની
સુંદર ઘટના—વધારો અને ફેરફાર. ... ... ૯

૪. **ગાથા ઉશ્તવઇતિનું બીજું ગાહસારણું.** ગાથા 'ઉશ્ત-
વઇતિ'ની પસંદગી—સરોશ યજદની દસ્તગીરી—એક
રેવાજ, એક યાદ—લાસની તરતીબ તથા તેનાં કરણો. ૨૦

૫. **ત્રીજું અને છેલ્લું ગાહસારણું.** થોડા સામાન્ય વિચાર
—એક મોટો સવાલ-ગાથાના કલામોની ઉંચી એજમત
અને ઉંડી અસર. ... ... ... ... ૨૮

૬. **અનુશેહ રવાનોની ત્રણ દહાડાની ક્રિયા. અચુક
અવસ્તાઈ શાહાદત.** વંદીદાદની પરગરદ ૧૨ મી—
તરજુમાનું જુદાપણું—તેના વજનદાર કારણો—હાલનો
રેવાજ—પુરાતન મરણ ક્રિયાઓમાં એકલાં ગાથાનાં ભણ-
તરો—યજશ્નેનાં ભણતરોની સુંદર ઘટના. ... ... ૩૪

સફે

૭. અનુશેહ રવાનોની ફરજીઆત ક્રિયાઓ. પહ-લવી-પાજંદ લખાણો મુજબ. વંદીદાદની પહલવી શરેહ—પાજંદ લખાણો. ... ... ... ... ૪૪

૮. હયાતીમાં પાલવાની જીંદેહ રવાનની ફરજીઆતો. તેઓનું અનુશેહ રવાનની ક્રિયામાં ફેરવાઈ જવું. પહલવી-પાજંદ લખાણોમાં હયાત જીંદગીની ફરજી-આતો—હયાત જીંદગીની ફરજીઆતોનું બદલાયલું સ્વરૂપ. ૪૯

૯. મરણની ઘટતી અને નહીં ઘટતી ક્રિયાઓ. મર-ણની ઘટતી ક્રિયાઓ—મરણની નહીં ઘટતી ક્રિયાઓ. ... ૫૬

# ગુજરેલાંઓની આરાધના વિષે થયલાં કેટલાંક અગત્યનાં લખાણો


ભરૂચા, એરવદ શેહરિયારજી દાદાભાઈ. રીસ્તિસ્તાન યાને ગુજરેલાં જરતોશ્તીઓની ક્રિયાઓનું વર્ણન. મુંબઇ, ૧૯૧૭.

મોદી, શમસુલ ઉલમા ડૉ૦ જીવનજી જમશેદજી. પારસીઓની ધાર્મીક ક્રિયાઓ અને રેવાજો (*The Religious Ceremonies and Customs of the Parsees*). મુંબઇ, ૧૯૨૨. [ જુઓ સફે ૫૧–૮૬ ].

પાવરી, દસ્તુર ખુરશેદજી એરચજી. વઅઝે ખુરશેદ. વાએજો અને ભાષણો. મુંબઇ, ૧૯૦૪.

ગાથા–ગાહુમબાર અને જેવી શક્તી તેવી ભક્તી (સફે ૧૨૯–૧૩૯).

અશોનાં ફરોહરો અને તેઓની સાર્વજનીક આરાધના (સફે ૧૬૪–૧૭૬).

આફ્રીંગાનમાં ફુલ માંડવાની ક્રિયા અને તેની ખુબી (સફે ૧૭૭–૧૮૧).

અશોનાં ફરોહરોની આરાધના અને ફરજંદ વારેસોની ફરજ (સફે ૨૦૯–૨૧૭).

હોમ પેગામબર અને તેનું પુરાતનપણું (સફે ૨૧૮–૨૫૯).

——— રેસાલહા–એ–ખુરશેદ. પંદર રેસાલાનો સંગ્રહ. ભાગ ૨ જો. મુંબઇ, ૧૯૧૭.

પુરાતન ક્રિયાઓ અને તેમાં થયલા સુધારા (સફે ૪૯–૧૦૪).

——— રૈસાલહા-એ-ખુરશેદ. પંદર રેસાલાનો સંગ્રહ. ભાગ ૩ જો. મુંબઇ, ૧૯૨૧.

દીનદાર પારસીઓ અને ડોસલાં (સફે ૧૨૬–૧૬૪). મુકતાદની ક્રિયા શું અચુક અને અખંડ છે (સફે ૧૬૫–૧૮૬).

——— જરથોશ્તી સાહિત્ય અભ્યાસ. તેમાં બારીક શોધખોળ. તેના ૪૦ લેખો અને તે ઉપર પડેલી નવીન રોશની. ભાગ ૧ લો. મુંબઇ, ૧૯૨૨.

જુઓ સફે ૪૦–૪૮, ૯૧–૧૦૨, ૧૦૫–૧૧૯, ૧૨૭–૧૫૯.

——— જરથોશ્તી સાહિત્ય અભ્યાસ. તેના ૪૦ લેખો. ભાગ ૨ જો. મુંબઇ, ૧૯૨૭ (છપાય છે. થોડા માસમાં બાહાર પડશે).

જુઓ સફે ૩૦–૪૧, ૪૮–૫૭, ૭૬–૮૧, ૯૦–૧૦૨, ૧૦૩–૧૧૦, ૧૧૬–૧૨૫, ૨૦૬–૨૧૧, ૨૧૨–૨૨૦, ૨૪૮–૨૫૯, ૨૬૦–૨૬૫.

**પાવરી, જાલ દસ્તુર ખુરશેદજી.** ભવિષ્યની જીંદગી વિષે જરથોશ્તી ધર્મ-મત (*The Zoroastrian Doctrine of a Future Life*). ન્યુ યૉર્ક, ૧૯૨૬.

જુઓ સફે ૧૬, ૧૯, ૨૦, ૨૬, ૭૩ નોટ ૫, ૮૬ નોટ ૭૫, ૧૦૩, ૧૦૪ (સરોશની ક્રિયા); સફે ૧૮ (જીંદેહ રવાનની ક્રિયા); સફે ૪૨ (યજશ્નેની ક્રિયા); સફે ૪૨, ૮૬, ૧૦૩ (દરૂનની ક્રિયા); ૭૮–૭૯, ૧૦૦–૧૦૧ (હયાતીમાં પાલવાની ફરજીઆતો); સફે ૧૦૮ (મરનારનાં સગાં સ્નેહીઓની મરનાર તરફની ફરજ); સફે ૧૦૫–૧૦૬ (ફરોહરોની આરાધના).

# સંક્ષેપ શબ્દોની ટીપ



| | |
|---|---|
| ક૦ | =કદોં. |
| દા૦ દી૦ | =દાદસ્તાને દીની. |
| પ૦ | =પર્ગરદ. |
| પુ૦ | =પુસૈશ. |
| ફ૦ | =ફ્રકરો. |
| ય૦ | =યઝશ્ને. |
| વી૦ | =વીસ્પરદ. |
| વૉ૦ | =વૉલ્યુમ. |
| વં૦ | =વંદીદ દ. |
| ed. | =edition of, edited by. |
| ms. | =manuscript. |
| tr. | =translation of, translated by. |
| vol. | =volume. |

# ચશ્તે વદર્દેગાંન્

## ગુજરપામેલાંઓની આરાધના

### બાબ ૧

### શરૂઆતના બે બોલ

દીનદાર જરથોશતીઓ દીનાઇનની ક્રિયાઓને ઘણાં માનની નજરે જુએ છે અને તે તરફ વાજબી ભક્તિભાવ દેખાડે છે. ખાસ કરી પોતાનાં ગુજરપામેલાં વહાલાંઓ તરફ વફાદાર ફરઝંદ વારેસો તરીકે તેઓની પાક યાદ જારી રાખવાની તેઓ પોતાની પવિત્ર ફરજ સમજે છે અને તે ફરજ સરોચશમથી તથા ઉંડી લાગણીથી અદા કરે છે. તેઓની આ ભલી લાગણી તથા સાચી વફાદારીને ઘટતું ઉત્તેજન આપવાનો, તેઓને દીનનો રાસ્ત રાહ દેખાડવાનો અને કોમી સેવા કરવાનો કર્ત્તાનો નિર્મલ હેતુ છે. કર્ત્તાએ જોયું તથા અનુભવ્યું છે કે, મરણ ક્રિયાની આ સૌથી ગંભિર અને ઘણી અગત્યની બાબદમાં એકાદ બે અપવાદ સિવાય, હાલના દસ્તુર સાહેબોથી હમકોમની સાચી રાહબરી થઇ નથી અને તેનાં દુઃખદાયક પરિણામ તરીકે, કોમનો મધ્યમ અને ગરીબ એ બેહુ વર્ગ નહીં ઘટતી ક્રિયાઓ પાછળ, નહી ઘટતા ખર્ચોથી પૈસે ટકે પાયામાલ થતો રહ્યો છે. ઘણા લાંબા વખતથી કોમી પાયા-

માલીનો આ વાજબી પોકાર જારીનો જારી રહ્યો છે, તેમાંથી તેઓને દીનની રાહે બચાવી લેવાની આ એક અદના કોશેષ છે.

કોમની સાચી રાહબરીની ગેરહાજરી અને દીનના પેશ્વાઓની બેદરકારીને લીધે, મારાં વહાલાં બેહેનો અને બેરાદરો, મને સાચેસાચું કેહેવા દેશો કે, આપણાં જરથોશતીઓમાં સેંકડે નવાણું ટકા મરણ પાછલની ઘટતી ક્રિયાઓમાં હદથી જીઆદે અજ્ઞાનપણું જોવામાં આવે છે અને ભોલાં તથા ભલાં જરથોશતી નરનારીઓની ભોલાઇનો ગેરલાભ લેવામાં આવેછે, એ થોડી કોમી કમનસીબીની બીના નથી.

દીનાઇનની કેતાબોમાં મરણ—જીવનની ક્રિયાઓ ખાસ કરી બે જુદા ભાગોમાં વેંહેચાયલી મલે છે. પેહેલી હયાત જરથોશતીઓએ પોતે હાથે જાતે પાલવાની જીન્દેહ રવાનની ફરજીઆત ક્રિયાઓ અને બીજી મરણ પાછલની અનુશેહ રવાનની ખાસ ક્રિયાઓ છે. દીનની અસલ કેતાબોનો અને તે ઉપર થયલી શરેહનાં અસલ લખાણોનો સંભાલ ભરેલો અભ્યાસ કરતાં જણાય છે કે, તેઓમાં જીવતાંઓએ પોતે જે જે ફરજીઆતો પાલવાનાં ફરમાનો અપાયાં છે, તે લગભગ સઘલી ક્રિયાઓ પાછલા જમાનામાં મરણ પાછલ કરવાના ફતવા અપાયા છે, તેનું પ્રમાણ નથી, તેનો અંદાજ નથી. તેણે દીન દાનેશમંદ દસ્તુરોની અસલ કેતાબો તથા તેઓએ કીધેલી અસલ શરેહો ઉપર પાણી ફેર૦યું છે. અદના લખનારનું આ એકલું અંગત મત નથી, પણ આપણે જોઇશું કે, તે આગલા દીનઆધાહ દસ્તુરોનું છે. અહીં ભુલાઇ ગયલી અને ભુલાવો ખવાડવામાં આવેલી આ બાબદમાં કોમને અસલ્યાતનો ખરો ખ્યાલ આપવાની, અસલ્યાતને તેની ખરી રોશનીમાં દેખાડવાની અને

દીનાઈનની અસલ કેતાબો ઉપર અંમલ કરી ખરી ફરજ અદા કરવા અને ખરી સવાબકારી હાસેલ કરવા કોમના સમજુ વર્ગને બેદાર કરવાની છે.

## યોઝદાથ્રગર મોબેદ અને જજમાન બેહેદીન સાહેબો

અહીં જ્યારે ખાસ કરી મરણુ ક્રિયાઓ વિષે આપણે બોલ્યે છીએ, ત્યારે તેની સાથ હુમકોમનો સંબંધ ધરાવતી એક અગત્યની બાબદ તરફ ધર્મી જરથોશતીઓનું બિનત-અસુબીએ ધેઆન ખેંચવાની હું મારી અએન ફરજ સમજુ છું. દીનની ક્રિયાઓ કરવાનો અધિકાર મારા ભાઈબંધ યોઝ-દાથ્રગર મોબેદોનો બાયજ રહેલો છે, તેને લીધે ક્રિયા કરનાર ગુરૂનો તથા ક્રિયા કરાવનાર જજમાન બેહેદીન સાહેબોનો નિકટ સંબંધ જોડાયલો છે અને હાલને તબક્કે બેહુને એકમેક વગર ચાલી શકે એમ નથી. ત્યારે આ સંબંધ હાલના કરતાં વધારે માન ભરેલો થાય એમ હું ચાહું છું અને તેની સાથે કોમનો સુશીલ વર્ગ સંમત થવા વગર રેહેશે નહીં. નહીં ઘટતી ક્રિયાઓ અને તેની સાથ નહીં સંબંધ ધરાવનારા બેજા ખર્ચોથી કોમનાં ગરીબો ઉપર જે બોજો પડે છે તે એકલો નથી, અને તેનું વાસ્તવીકપણું જેમ આપણે ના પાડ્યું નથી, તેમજ મરણુ ક્રિયાઓનાં નહીં ઘટતાં લાંબાં ભણુતરોથી ગુરૂઓ ઉપર જીવપર જોરાવરી કરવાનો જે અસહ્ય બોજો પડે છે, તેનો મારા ભલા દીનદાર બેહેદીન સાહેબોને ખરો ખ્યાલ નથી. ઘટતી કે નહીં ઘટતી ક્રિયાઓને આપણે અગત આપ્યે છીએ, તેઓને પવિત્ર અને સવાબનાં કામ તરીકે ગણીએ છીએ, ત્યારે આ પવિત્ર કામના મોજદ (બદલા) ને તેટલુંજ મહત્વ મલવું જોઇએ, પણ હાલ દીનનાં પાક ભણુતરો અને ક્રિયાઓનો જે બદલો અપાય છે, તે સંતોષકારક નથી. ક્રિયા

કરનારા યોઝદાથ્રગરોની રંજ અને જેહેમત દરશાવતાં એક હુજાર વર્ષ ઉપર થઇ ગયેલા ઇરાનના એક દસ્તુરાંન દસ્તુર માનુશચીહુર 'દાદસ્તાંને દીની' કેતાબમાં કહી જાય છે કે, 'અગરજો આરાધનાનો લવાજમ મોકલે હાથે આપવામાં આવે, તો આરાધના કરનારાઓ, જેઓ ઘણી રંજથી ગાથાઓ ગાઇને સવાબનું કામ કરવામાં અવસ્તાઓ ભણે છે, તેઓ તે આરાધનાથી અને મેહેનતના બદલાથી ગુજરાન મેલવે (તો તેઓ) સારી હાલતે જીંદગી ગુજારનારા, સંતોષિ અને દોઆ ગુજારી થાય' (પુ. ૮૪, ૮). ત્યારે ભણુતર–ક્રિયાઓની પાકીજગી તથા તેની બુલંદી તરફ જોતાં, તેનો બદલો પોતાના ગુરૂઓને કોમના શ્રીમંતોએ અશોદાદ રૂપે ઉદાર દીલે આપવો સજાવાર છે. એટલુંજ નહીં પણ તે માટે ખુદ દીનનું એક ખાસ ફરમાન બી આપણે જોઇએ છીએ.

વંદીદાદ પરગરદ ૯ મીમાં ક્રિયા કરનારા યોઝદાથ્રગર મોબેદો તથા તેઓના પાક પેશાના સંબંધમાં બે ખુલ્લાં ફરમાનો મલે છે, અને તેની સાથે ક્રિયા કરાવનારાં જજમાનોનો ઘાડો સંબંધ દેખાડવામાં આવે છે. પ્રથમ યોઝદાથ્રગરોનું તેઓની પાક ફરજ તરફ ધ્યાન ખેંચવામાં આવે છે અને ફરમાવવામાં આવે છે કે, એક યોઝદાથ્રગર પોતાના પેશામાં પ્રવિણ અને પ્રમાણિક હોવો જોઇએ. અગર જો તે અભણ અને અપ્રમાણિક હોય તો તે ભારે સજાને પાત્ર થાય છે (ફ૦ ૧ તથા ૪૭–૫૭). અહીં વળી ક્રિયા કરાવનારાં જજમાનોને પોતાના ગુરૂ તરફની ફરજનું ભાન કરાવે છે અને ફરમાવે છે કે, પોતાના ગુરૂને ગરીબોએ પોતાની ગુંજાસ મુજબ, પણ શ્રીમંતોએ તેની મેહેનતનો અશોદાદ રૂપી ઉદાર બદલો આપી તેને સંતોષ આપવાનું તાકીદનું ફરમાન મલે છે. વળી કહે

છે કે, ધર્મગુરૂને સંતોષ મલે તો આકાશીઓ (કુદરત) ખુશનુદ થાય છે, પણ તેને પુરતો સંતોષ નહી અપાય અને તે નાખુશ થાય તો, પેલું દીનધર્મનું ક્રિયાકામ નહીં કરવા બરાબરનું અકારત ગયલું જાહેર કીધું છે અને ગુરૂને નાખુશ કરનાર ઉપર ખુદ કુદરતને નારાજ થતી જણાવી છે (ફ૦ ૩૯–૪૨).

ત્યારે ભલાં હમદીનો! અગર દીનની ઘટતીજ મરણક્રિયાઓ જારી કરવાની સારી સમજ વપરાય અને તેનો ઉદાર બદલો આપવાની પોતાની ખરી ફરજ અદા થાય, તો ગુરૂ અને જજમાન એ બેહુ વર્ગ ઉપર પડતો અઘટીત બોજો બેશક ઓછો થાય. અગર એમ થાય તો, આપણાં વહાલાં અશોનાં રવાનો તથા અશોનાં ફરોહરોની શાદમાની અને શાંતિના સબળ સબબો બેશક થાય.

## આપણી હાથ ધરેલી બાબદ

હાથ ધરેલી બાબદમાં આપણે જોઇશું કે, હયાત જરથોશતીઓની ફરજીઆત ગુજારવાની ક્રિયાઓ કઇ? મરણ પાછલની ખાસ ક્રિયાઓ કઈ? અને પાછલા વખતમાં બિનજોખમદાર હાથોથી બિનજરૂરી વધારો થયલી ક્રિયાઓ કઇ? તેઓને જુદાં જુદાં મથાલાં હેઠલ અને જુદી જુદી ટીપોમાં, જુદી અને છુટી પાડીને નામવાર અને ક્રમવાર દેખાડીશું. તેમાં તેઓનો ટુંકમાં સામટો અને સેહેલો એકંદર ખ્યાલ આપવાની અને તેઓ વચેનો તફાવત દીનાઇનના લખાણોની સત્તાદાર શાહાદતો સાથે દેખાડવાની કોશેષ કરીશું. કે જેથી કોમનો મધ્યમ અને ગરીબ દીનદાર વર્ગ પોતાની ખરી ફરજ શું છે તે સેહેલાઇ સાથે જોવા, જાણવા અને તે ઉપર લાયક અમલ કરવાને શક્તિવાન થાય.

તેમાં મરણ–જીવનની ક્રિયાઓનો એકલો તફાવત દેખાડવામાં

આવ્યો નથી, પણ દીનાઇનની અસલ કેતોબોની રૂએ ગુજર-પામેલાંઓની ઘટતી ક્રિયાઓ ફરજીયાત પાલવાની ફરજ તરફ ધર્મીઓનું ધેયાન ખેંચવામાં આવ્યું છે અને કેટલીક ક્રિયાઓની ખુબીઓ દરશાવવામાં આવી છે.[1]

## આપણું દીની સાહિત્ય

આપણી દીનનાં લખાણો ઘણા પુરાતન જમાનાનાં છે. તેઓમાં ગાથાનાં લખાણો સૌથી પુરાણા છે અને તેઓ પાક-જાદ પેગામ્બર અશો જરથોશ્તનાં પવિત્ર મુખેથી ઓચરાએલાં કીર્તનો છે. તેઓ કવિતાઇ એબારતમાં રચાયલાં છે અને તેમાં મરણ-જીવનની ક્રિયાઓ વિષે બોલાયું નથી. ત્યાર પછી જર-થોશ્ત સાહેબના જાયનશીન જરથુશ્ત્રોતેમોના હાથથી અર્ધગાથાની એબારતમાં રચેલાં થોડાં લખાણો બચેલાં મલે છે અને જમાને જમાને તેમાં કહેવાતી અવસ્તા ભાષામાં દીનઆધાહુ હોકમા-ઓથી વધારો થયો છે. વળી છેલ્લા સાસાન્યાન અમલમાં દીનના કાબેલ દસ્તુરો પહલવી-પાઝંદ લખાંણો કરે છે, તેઓમાં મરણ-જીવનની ક્રિયાઓનાં વર્ણનો થાય છે અને વધારે પાછલા વખ-તનાં ફારસી રવાયતોનાં લખાણોમાં ઘટતી અને નહીં ઘટતી ક્રિયાઓનો બેહદ વધારો મલે છે.

અહીં આપણે જીન્દેહ રવાનો તથા અનુશેહ રવાનોની ક્રિયાઓ વિષે એક પછી એક અનુક્રમે બોલીશું અને તેઓમાં પ્રથમ અવસ્તાનાં અને ત્યાર બાદ પહલવી-પાઝંદ લખાણોની શાહાદતો દેખાડીશું.

---

૧-આ બાબદ સાદી અને સરળ એબારતમાં લખવાની સંભાલ લેવામાં આવી છે અને દીનની કેતાબોના અસલ ઉચ્ચારો, જેવા કે 'વીદેવ્દાત્' 'દાતસ્તાન્-ઇ-દેનીક' વગેરેને ચાલુ વપરાસમાં આવતાં નામોથી દેખાડયાં છે.

# બાબ ૨

## મરણની છેલ્લી ઘડી. એક કીમતી કલામ

**હાદોખ્ત નસ્કમાં** મરણના આ સૌથી બારીક પ્રસંગે મરનાર માટે દીલાસાના આ થોડા શબ્દો ઉચ્ચારવાનું ફરમાન નીચે મુજબ મલે છે:

> **"કા અએવ અષો-સ્તૂઇતિશ યા વીસ્પેમ્ ઇમત્ કર્ષ્-વરે યત્ ખનિરથેમ૦ અરેજઇતિ."**
>
> સવાલ:—કઈ એક અષેમ વોહુ તમામ ખનિરથ કેશ્વરની કીંમત બરાબર છે?
>
> **"યાંમ્ બા ના ઉસ્તેમે ઉર્વએસે ગયેહે અષેમ્ સ્તઓ-ઇતિ."**
>
> જવાબ:—જે માણસ જીંદગીને છેલ્લે અંતે અષેમને વખાણે છે, તે ખચીત (ઉપલો બદલો મેલવે છે). (ફ. ૧૪–૧૫).

અહીં એક જરથોશ્તીએ મરણની છેલ્લી ઘડીએ બની શકે તો **અષેમ**નો કલામ ઉચ્ચારવા અને મનમાં યાદ કરવાનું જે ફરમાન થયું છે, તે અશોઇના ઉંચ ખ્યાલો સાથે, પોતાના પેદા કરનાર અહુરમજ્દને જાનોનિશાર કરવાનું અને મરનારે દીલાસો લેવાનું એક ઉમદા શિક્ષણ છે. હાદોખ્ત નસ્કમાં જુદા જુદા ચોકસ પ્રસંગો અને તે પ્રસંગોના બરવખ્તો ઉપર 'અષેમ'નો એકજ કલામ, હુમત (ભલા વિચાર), હૂખ્ત (ભલા સખુન) અને હુવર્શ્ત (નેકીનાં કામ) ઉપર અમલ કરતાં, તથા દુશમત (બદ મનશ્ની), દુઝ્જૂખ્ત (બદ ગવશ્ની) અને દુઝ્વર્શ્ત (બદ કુનશ્ની)નો ત્યાગ કરતાં, જે ચહડતી ઉતરતી કીંમતો

દરશાવી છે, તેઓમાં મરણુ પથારીએથી તેના બરવખ્તે ભણેલી એકજ 'અષેમ'ની કીંમત 'ખનિરથ કૈશ્વર' નામના એક આબાદ મુલુકની કીંમત બરાબરની જણાવી છે.

જરથોસ્તી સાહિત્યમાં અવસ્તાનાં લખાણોનો એક મોટો સંગ્રહ છે, તે સઘલાં ભણતરો ભણવાથી સવાબ હાસેલ થાય છે એ ખરૂં, પણ જરથોશ્તી મજહબે બરવખ્તને ઘણી અગત આપી છે અને સઘલાં કવખતે ભણાતાં ભણતરો કરતાં, તેના બરવખ્ત ઉપર ભણાતાં ભણતરોને દશઘણાં, સોઘણાં, હજારઘણાં અને દશ હજારઘણાં વધારે કીમતી અને વધારે સવાબકાર ભણતરો તરીકે ઓલખાવ્યાં છે (હાદોખ્ત નસ્ક, ફ૦ ૬–૧૭). ત્યારે સાફ સાફ જણાય છે કે, દીનનાં ભણતરો તેનાં બરવખ્તે થવાં ઘટારત છે, કારણકે બરવખ્તે થતાં ભણતરોને જરથોશ્તી દીનમાં વધારે બરકકતી જાહેર કીધાં છે.

# બાબ ૩

## પહેલું પુરાતન ગાહસારણું

એક જરથોશ્તીનાં ગુજરપામવા સાથે સૌથી અગત્યની કોઇબી ક્રિયા હોય તો, તે ગાહસારણાની છે. મરણ ક્રિયામાં ગાહસારણું અગત્યની આગેવાન જગા લે છે. તે સઘલી ક્રિયાઓને મોખરે મુકાયલી છે. તેજ ખાસ કરી મરનારની લાસ રૂબરૂ થાય છે અને તેનાં ભણુતરોમાં ગાથાના નામીચા કલામોને અગત્યતા મલેલી હોવાથી તેઓ ઘણી મોતેબર અને ઘણી બુલંદ છે.

**વંદીદાદ**ની ૮ મી પરગરદની **પહલવી શરેહ** (ફ૦ ૨૨), **શાયસ્ત-ને-શાયસ્ત** (બાબ ૧૭, ફ૦ ૪-૫); તથા **દાદસ્તાને દીની** (પુર્સેશ ૮૦, ૨૧-૨૯) આ ત્રણ પહલવી 'ટેક્ષ્ટ'માં મરણ ક્રિયાનો જે સીલસીલો મલે છે, તેવો કોઇબી અવસ્તા, પહલવી-પાઝંદ કે ફારસી લખાણોમાં મલતો નથી. આપણી આ તથા બીજી જીન્દેહ રવાન કે અનુશેહ રવાનની ક્રિયાઓની ઉત્પતિ અને હસ્તી સર્વથી પહેલાં સાસાન્યાન જમાનાને અને તે જમાનાના કાબેલ દસ્તુર સાહેબોનાં પહલવી લખાણોને એકલી આભારી છે. તોપણ આ ઘણું તાજુબી ઉપજાવનારૂં છે કે, આ ત્રણે પહલવી લખાણોમાં આપણી બાબદવાળાં આગલાં, વચલાં કે પાછલાં કોઇબી ગાહસારણાના સંબંધમાં ચુપકીદી પકડવાનું કારણ શું? આ જો કે એક તપાસ કરવા જોગ સવાલ છે, તોપણ ઉપલાં ત્રણે લખાણોમાં જે અગત્યનાં ભણુતર વિષે બોલાયું નથી, તે સારાં નસીબે સર્વથી પેહેલાં આપણુને **વંદીદાદ**ની ૧૦ મી પરગરદમાં પુરાતન

અને પેહેલાં ગાહુસારણુા તરીકે મલે છે. આ પરગરદમાં જે ગાહુસારણું મલે છે, તે હાલનાં સાત હાવાળા **અહુનવદ ગાથાથી** જુદુ અને ઘણું ટુકું છે, તેની સુંદર ચુંટણી પાંચ **ગાથા** તથા **યસ્ન હપ્તંઘ્રહાઇતિ** (હપ્તન્ યશ્ત્)નાં સૌથી પુરાતન લખાણોમાંથી થઇ છે અને તેઓના ચુંટેલા ફકરાઓની પીછાણ 'બિષામ્રૂત' એટલે બે વાર બોલાતા, 'થ્રિષામ્રૂત' એટલે ત્રણ વાર બોલાતા અને 'અથ્રુષામ્રૂત' એટલે ચાર વાર બોલાતા કલામોની સંજ્ઞાથી થઈ છે.

**વંદીદાદ**ની પરગરદ ૧૦ મી માં મુવેલાંની લાસ ઉપર ચાલતી પૃથકકરણની કુદરતી ક્રિયાને લીધે, લાસમાંથી બાહાર પડતાં સૂક્ષ્મ જંતુઓથી જીવતાંઓની સુખશાંતિની જાલવણી માટેનો એક કારગર ઇલાજ આ મુજબ દેખાડે છે:

> **"કુથ અએતંધ્ર દ્રુક્ષ્ પેરેનાને યા હચ ઇરિસ્ત ઉપ જ્વંતેમ્ ઉપ-દ્વ્વાંસઇતિ."**
>
> સવાલઃ—દાદાર! અહીં દરૂજ જે મુવેલાં ઉપરથી જીવતાં ઉપર ધસારો કરે છે, તેની સામે હું કેમ થાઉં?
>
> **"ઇમે વચ ફ્રમ્રવ યોઇ હેન્તિ ગાથાહુવ બિશામ્રૂત થ્રિશામ્રૂત ચથ્રુશામ્રૂત."**
>
> જવાબઃ—આ વચનો જેઓ ગાથાઓમાં (નીચલા) બેવાર બોલાતા, ત્રણવાર બોલાતા (અને) ચારવાર બોલાતા છે તે તું મોટે અવાજે ભણ (ફ. ૧-૨).

બેવાર બોલાતા કલામો.

| | | |
|---|---|---|
| **અહ્યા યાસા** | (જાવત) **ઉર્વાનેમ્** | (હા ૨૮, ૨). |
| **હુમતનાંમ્** | („) **વોહુનાંમ્ મહી** | (હા ૩૫, ૨). |
| **અષહ્યા આઅત્** | („) **અહુય્યા** | (હા ૩૫, ૮). |

| | | | |
|---|---|---|---|
| યથા તૂ ઈ | (જાવત) | અહુરા | (હા ૩૯, ૪). |
| હુમાઇમ્ થ્વા | ( „ ) | હુદાસ્તેમા | (હા ૪૧, ૩). |
| થ્વોઇ સ્તઓતરસ્ચા | ( „ ) | અહુરા | (હા ૪૧, ૫). |
| ઉશ્તા અહ્માઇ | ( „ ) | મનંઘ્હો | (હા ૪૩, ૧). |
| સ્પેન્તા મઇન્યૂ | ( „ ) | અહુરો | (હા ૪૭, ૧). |
| વોહૂ ક્ષથ્રેમ્ | ( „ ) | વરેષાને | (હા ૫૧, ૧). |
| વહિશ્તા ઇશિતશ | ( „ ) | બ્યઓથનાચ્યા | (હા ૫૩, ૧). |

ત્રણવાર બોલાતા કલમો.

| | | | |
|---|---|---|---|
| અષેમ્ વોહૂ | (જાવત) | અષેમ્ | (ગાથા બુન). |
| યે સેવિશ્તો | ( „ ) | પઇતિ | (હા ૩૩, ૧૧). |
| હુક્ષથ્રોતેમાઇ | ( „ ) | વહિશ્તાઇ | (હા ૩૫, ૫). |
| દુજ્વરેનાઇશ | ( „ ) | વહ્યો | (હા ૫૩, ૯). |

ચારવાર ગવાતા કલમો.

| | | | |
|---|---|---|---|
| યથા અહૂ વઇરીઓ | (જાવત) | વાસ્તારેમ્ | (ગાથા બુન). |
| મજ્દા અત્ મોઇ | ( „ ) | દાઓ અહૂમ્ | (હા ૩૪, ૧૫). |
| આ અઇર્યમા ઇષ્યો | ( „ ) | મસતા મજ્દાઓ | (હા ૫૪).[1] |

ગાથાનું પુરાતન ગાહસારણું અહીં આખર થાય છે. તેની અવ્વલ અને આખર હાલના ગાહસારણાનું બાજ લેવા કે બાજ મુકવાનું ભણતર નથી. એનું વજનદાર કારણ આ તથા બીજાં ભણતરોનો વધારો સાસાન્યાન જમાનામાં થયો છે અને તેમાં સરોશ યજદની ક્ષ્નુમન હોવાથી તે એક લાયક ભણતર છે, જે આપણને બીજાં ગાહસારણના પહલવી ટેક્ષ્ટમાં પેહેલુંજ મલે છે.[2]

---

૧–આ પુરાતન ગાહસારણાનાં આખા ફકરાઓનું તમામ ભણતર હાલના રેવાજ મુજબની બાજ લેવા અને બાજ મુકવાનાં ભણતરો સાથે સેવટના ભાગમાં ટાંકી દેખાડવામાં આવ્યું છે.

૨– જુઓ બાબ ૪.

## ગાથાના કલામોની એજમતી અસર

મરણુ એક ગમખાર બનાવ છે. ગમગીની અને દલગીરી મન ઉપર અસર કરે છે. તે મનનું એક દરદ છે અને મનની બીમારી તન ઉપર ખરાબ અસર કરે છે. તનનું દરદ તે ઉપરના ઓસડ ઉપચારથી દુર કરી શકાય છે અને આપણો મજહુબ મનને લગતાં દરદનો ઇલાજ 'માંથ્રવાની'ના કારગર કલામો દેખાડે છે (ય૦ ૨, ૬). ત્યારે મરણુના ગમીના પ્રસંગે જીવતાંઓની જીંદગીની જાલવણી માટે જે જરૂરનું છે, તે સહુનશીળતા જાલવવાની શક્તિ, શાંતિ તથા હિમ્મતની છે અને મન ઉપરથી ગમી તથા ઉદાસીનો અસહ્ય બોજો તથા ઉડતા રોગોની ધાસ્તી ઓછાં કરી હિમ્મત તથા દીલાસો આપવા ગાથાના એજમતી કલામોનો અસરકારક ઉપાય જરથોસ્તી ધર્મ શિખવે છે.

આપણે જોયું છે કે, વંદીદાદ મુજબ ગાહુસારણુાની કેટલીક નેમોમાંની એક ખાસ નેમ ગુજરપામેલાંની લાસ ઉપર ચાલતી કોહોવાતની કુદરતી ક્રિયાથી જીવતાંઓ ઉપર થતી ખરાબ અસરો દુર કરવાની છે (૫૦ ૧૦, ૧-૨). ત્યાં કહે છે કે, ગાથાના કલામો 'દરૂજે નસુશ' તથા નસા (કોહોવાત)-ના દેવો, યાને બીમારી, ગમગીનીની ગીરફ્તારી, દુઃખ દરદોના દેવો વગેરેની સામે બચાવની એક મજબુત ઢાલ સમાન છે (એજ, ફ૦ ૧૬-૧૭). વળી એજ વંદીદાદની ૯ મી પરગરદમાં એજ ગાથાના કલામોની કારગર અસરની મીસાલો આપે છે અને કહે છે કે, આ કલામો ભણુતાં દરૂજે નસુશનાં ઝેહેરી સૂક્ષ્મ જંતુઓ, એક વરસનાં સુકાં ઘાસ મીસાલ, અથવા સુકી ધુળ મીસાલ બિનઅસરકારક થઇ પડે છે (ફ૦ ૪૫-૪૬).

ત્યારે ગુજરેલાંના ખાકી શરીરની ખરાબ અસરથી જીવતાં-ઓની સુખ શાંતિની જાલવણી તરફ વંદીદાદનાં આ ફરમાનો આપણું ખાસ ધેઆન ખેંચે છે અને તે અંદીઠ અસરને નિર્મૂળ કરવાનો જે અસરકારક ઇલાજ ફરમાવે છે, તે ગાથાના બે, ત્રણ અને ચારવાર ભણાતા કલામોની તેવીજ મીનોઇ અસર છે. ત્યારે વંદીદાદના જમાનામાં ગુજરેલાંની લાસ રૂબરૂ ગાહુ-સારણા માટે ગાથાના કોઇબી કલામોને પેહેલી અને એકલી અગત અપાઇ હોય તો, તે મજકુર કલામોને છે.

## ગાહુસારણાની સુંદર ચુંટણી

જરથોશત સાહેબના પાંચ **ગાથા** અને **હપતન યશત**-માંથી પુરાતન ગાહુસારણાના ખાસ ફકરાઓની જે સુંદર ચુંટણી થઈ છે, તે ઉપરથી એવાં અનુમાન ઉપર આવવું જોઇએ નહીં, કે અસલ ગાહુસારણું પાંચ ગાથા તથા હપતન યશ્ત સાથે ૨૭ હાનું અતિ લાંબું ભણતર હતું. વળી તે અધુરૂં અને ઓછું પડતું હોય તેમ, નહીં ઘટે એવે અસ્થાનેનો આધાર લેઇ તેને ત્રણ ત્રણ વખત ભણાતું જાહેર કરવું, તેમાં સાદી સમજનો સારો ઉપયોગ થયો નથી. વંદીદાદની ૧૦, ૧૧ અને ૧૨ એ ત્રણ પરગરદો એકેકથી તદન અલગ ત્રણ જુદી જુદી બાબ-દોનાં લખાણો છે, તેઓ વચેનો તફાવત નહીં રાખવાથી અને તેઓને મરણની ગાહુસારણાની એકજ બાબદ સમજવાથી આ ગંભિર ગફલતી થઈ છે અને તેણે નાપાયદાર અનુમાનો ખેંચ-વાનાં અનેક કારણો આપ્યાં છે. પુરાતન ગાહુસારણું ૨૭ હાનું જણાવવું, વળી તેને ત્રણ વખત ભણાતું જાહેર કરવું, એવી માન્યતાનો આપણી પાસે આધાર નથી અને એવી અટકલો કરવામાં ગંભિર ગફલતી થાય છે.

વંદીદાદની પરગરદ ૧૦ મીમાં ગાહુસારણા માટે આખા ગાથા ગાવા કે હુપતન યશ્ત આખી ભણવા જેમ ખુલ્લું કહ્યું નથી, તેમજ મોઘમ બોલવામાંબી આવ્યું નથી, પણ તેઓમાંથી ચુંટેલા ફકરાઓની જે ખુલ્લી ખાસ ચુંટણી થઈ છે, તેજ ટુંકું પુરાતન ગાહુસારણું છે અને તેનાં નીચે મુજબ ઘણાં વજનદાર કારણો છે.

વંદીદાદની ૧૦ મી પરગરદમાં ગાહુસારણાની જે ચુંટણી થઈ છે, તેજ મીસાલ વગર શકે ૧૧ મી પરગરદમાં ચોકસ વસ્તુઓને પાક કરવા અથવા તેઓનું મુહુર્ત કરવા, તેઓ ઉપર આશિપો ઉતારવા ગાથા અને હુપતન યશ્તના એનાં એજ ભણતરોમાંથી ચોકસ વાકયોની ચુંટણી થઈ છે. દાખલા તરીકે ત્યાં પૃથ્વિ અને પાણીના સ્થળોનું મુહુર્ત કરવાની, તેઓ ઉપર આફ્રીન કરનારા દોઆના કલામો ઉચ્ચારવાની બાબદ મલે છે અને તેમાં ઇજશનેના ૩૮ મા એકજ હાના પેહેલા અને ત્રીજા ફકરાનાં બે જુદાં વાકયો ઉચ્ચારવા જણાવે છે. પ્રથમ "પાંચ અહુનવર, અહુનેમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ, અહુનવર એક, કેમ્ ના મઝ્દા...ગએથાઓ અસ્તવઇતિશ્ અષહે" સુધી ભણવા ફરમાવે છે અને ત્યાર પછી પૃથ્વિ અને પાણીની બે વસ્તુઓને પાક કરવા બે જુદાં વાકયો ઉચ્ચારવા કહે છે. આ વાકયો અથવા ફકરાઓની મતલબ પાંચ ગાથા અને હુપતન યશ્તનાં આખાં ભણતરો ભણવાની નથી. અગર હોય તો પૃથ્વિ અને પાણીના નક્કર અને પ્રવાહી પદાર્થો માટે એકજ હાના બે જુદાં વાકયો મલતે નહીં. વળી આ ભણતરો આખાં ભણવાનાં હતે તો, જુદી જુદી વસ્તુઓ માટે જુદાં અને ટુકાં ભણતરો ઠરાવવાની જરૂર નહીં હતી, પણ દરેક વસ્તુઓ માટે દરેક વેળા ગાથા અને હુપતન યશ્તનાં આખાં ભણવાનુંજ ફરમાન મલતે, પણ તેમ મલતું નથી અને મલવું જોઇએબી નહીં.

આ ખુલાસા પછી આપણે ખુલ્લું જોઇ શકીએ છીએ કે ચોકસ જુદે જુદે ઘટતે પ્રસંગે ભણતરોના ચોકસ ટુકા અસરકારક ફકરાઓ ભણવા ઠરાવવામાં આવ્યા છે. અગર જો આખાં ભણતરો ભણવાનાં અચોકસ અનુમાનો કાઢવામાં આવે તો, તેમાં જુદી જુદી વસ્તુઓને પાક કરવા મુકરર કીધેલાં જુદાં જુદાં ટુકાં ભણતરોનું પ્રમાણ રેહેતું નથી, તેઓનું ખાસપણું ખોરવાઈ જાય છે અને તેઓ પોતાની અગત અને અસર ખોહી દે છે. ત્યારે કંઇપણ શક વગર સાબેત કરી શકાય છે કે, ગાહસારણા માટે પાંચ ગાથા અને હુપતન યશ્તના ટુકા અસરકારક ફકરાઓની જે સુંદર ચુટણી થઇ છે, તે અને તેજ પુરાતન ગાહસારણું બેશક હતું.

## ગાહસારણાની સુંદર ઘટના

**ગાથા અને યસ્ન હપ્તંગ્રહાઇતી**ના ચુંટેલા ફકરાઓનાં પુરાતન ગાહસારણાની અસલ રચના એક નવોજ વિચાર પેશ કરવાને કારણ આપે છે. તેમાં ગાથાનાં ગાયણને મરણના ગંભિર પ્રસંગે વધારે અસરકારક બનાવવાની, સાંભલનારાંઓનાં જીગર ઉપર ઉંડી અસર કરવાની, તેઓનાં મનને શાન્તિ બક્ષવાની અને તેઓને હિમ્મત આપવાની ઉંચી નેમ રાખેલી જણાય છે. હિન્દુ બ્રાહ્મણોના ધાર્મિક કીર્તનો અને ભક્તિ ભજનોમાં ચાલતી આવેલી રૂઢી મુજબ શબ્દોના ઉંચા નીચા ઉચ્ચારો કરવામાં આવે છે અને એજ પુરાતન રૂઢીની રચના ગાહસારણામાં થયલી જણાય છે.

આ અસલ ગાહસારણામાં અવ્વલ અને આખર ગાથાના શ્લોકો મલે છે અને તેના મધ્યમાં યસ્ન હપ્તંગ્રહાઇતીના કલામો મુકવામાં આવ્યા છે. ગાથા પદ્યની કવિતાઇ અને યસ્ન હપ્તંગ્રહાઇતી ગદ્યની સાદી એબારતમાં રચાયલાં છે. ત્યારે અ-

વ્વલ અને આખર ગાથાના શ્લોકો પ્રથમ ઉંચા સ્વરે ગાઇને ભણુવા જોઇએ અને યસ્નના કલામો મધ્યમાં મુકાયલા છે તે ધીમે સાદે ભણુવા ઠરાવેલું હોવું જોઇએ. બીજીબી પ્રજાઓમાં ઉંચા-નીચા સ્વરે ભણુાતાં ભણુતરોની આ રૂઢી હસ્તી ધરાવે છે.

ગાથા અને યસ્નના ભણુતરની થયલી આ અસલ રચના દેખાડવામાં જે વજન અને વજુદ છે, તે અવસ્તા અને પાઝંદ ભણુતરોની પાછલથી થયલી એવીજ મોજુદ રચનામાં જલવાયલી આપણે જોઇ શકયે છીએ. આ મુજબ સાસાની જમાનાના દસ્તુર સાહેબોએ કેટલાંક અવસ્તાઇ ભણુતરોના મધ્યમાં પાછલથી પાઝંદ ભણુતરો મુકી આપ્યાં છે. તેથી જ્યારે જ્યારે અવસ્તાઇ ભણુતરોના મધ્યમાં પાઝંદ ભણુતર આમેઝ થયલું હોય છે, ત્યારે ત્યારે અવસ્તાના કલામો ખુલ્લે મોઢે અને બુલંદ અવાજે ભણુાય છે, પણુ વચમાં મુકાયલાં પાઝંદ ભણુતરો મનમાં, આપણી અકસર મોબેદી ભાષામાં બોલતાં બાજમાં (મૌનમાં), ભણુવા ઠરાવેલું હોય છે. વળી આ રચના ભણુતરોમાં પેહેલે દરજ્જેનાં આગલાં અવસ્તાઇ અને બીજે દરજ્જેનાં પાછલાં પાઝંદ ભણુતરો વચેનો તફાવત દેખાડે છે.

## વધારો અને ફેરફાર

સૌથી પુરાતન ગાહુસારણાના મજકુર નામીચા કલામોની નામવાર ટીપ દેખાડવા પછી વંદીદાદ લખનાર તે ઉપર પોતે વધારો કરે છે, તે કલામોના અસરકારકપણા ઉપર શરેહ લખે છે, તેઓને ફતેહમંદ અને સુખશાંતિ બખશનારા જાહેર કરે છે અને તેઓને 'બિષામ્રૂત', 'થ્રિષામ્રૂત' અને 'ચથ્રુષામ્રૂત' ના ઉપર દેખાડેલા જુદા જુદા ગાથાના શ્લોકો તથા યસ્ન હપ્તંઘ્હાઇતીના કલામોની સેવટે એકવાર અને ક્રમવાર ભણુવા નીચે મુજબ જણાવે છે. આ પેહેલો ફેરફાર છે.

## 'બિષાસ્રૂત'ના કલામો પછી

**પઇતિ-પેરેને અંઘ્રેમ્ મઇન્યૂમ્ હચ ન્માન હચ વીસ હચ જન્તુ હચ દંઘ્રહુ હચ હવચાઓસે-તન્વો હચ ના પઇતિ-ઇરિસ્તો હચ નાઇરિક પઇતિ-ઇરિસ્તે હચ ન્માનહે ન્માનોપતોઈશ્ હચ વીસો વીસ્પતોઇશ્ હચ જન્તેઉશ્ જન્તુપતોઇશ્ હચ દંઘ્રહેઉશ્ દંઘ્રહુપતોઇશ્ હચ વીસ્પ-યાઓ અષઓનો સ્તોઇશ્.**

**પઇતિ-પેરેને નસૂમ્ પઇતિ-પેરેને હાંમ રએથ્વેમ્ પઇતિ-પેરેને પઇતિ રએથ્વેમ્ હચ ન્માન હચ વીસ હચ જન્તુ હચ દંઘ્રહુ હચ હવચાઓસે-તનવો હચ ના પઇતિ-ઇરિ-સ્તો હચ નાઇરિક પઇતિ-ઇરિસ્તે હચ ન્માનહે ન્માનો-પતોઇશ્ હચ વીસો વીસ્પતોઇશ્ હચ જન્તેઉશ્ જન્તુ-પતોઇશ્ હચ દંઘ્રહેઉશ્ દંઘ્રહુપતોઇશ્ હચ વીસ્પયાઓ અષઓનો સ્તોઇશ્.**

ભાવાર્થઃ—ઘર, મોહોલ્લા, ગાંમ અને દેશમાંથી; પોતાનાં તન તથા મુએલાં મરદ અને ઓરતમાંથી; ઘરધણી, મોહોલ્લાપતિ, ગાંમ-ના વડા, દેશના હાકમ તથા અશોની તમામ પેદાયશમાંથી ગનામીનોને તથા નસાને, હમરીત રીમની (એકાયદે મુએ-લાંનાં સીધા સંબંધમાં આવવા)ને, તથા પતરીત રીમની (એ-કાયદે મુએલાંનાં આડકતરા સંબંધમાં આવવા)ને હું સામે થાઉંછું (ફ. ૫, ૬).

## 'શ્રિષાસ્રૂત'ના કલામો પછી

**પઇતિ-પેરેને ઇન્દ્રેમ્ પઇતિ-પેરેને સઉરૂમ્ પઇતિ-પેરેને નાઓંઘ્રહઇથીમ્ દએઉમ્, હચ ન્માન હચ વીસ હચ જન્તુ હચ દંઘ્રહુ. પઇતિ-પેરેને તઉરૂ પઇતિ-પેરને જઇ-રિચ, હચ ન્માન હચ વીસ હચ જન્તુ હચ દંઘ્રહુ.**

ભાવાર્થ:—ઘર, મોહોલ્લા, ગાંમ અને દેશમાંથી ઇન્દ્ર, સઉર્વ તથા નાસત્ય (આ ત્રણ વેદિક) દેવોને તથા તારીચ અને જારીચ (દેવોને) હું હાંકી કાઢુંછું (ફ. ૯, ૧૦).

'ચશ્રુષામ્રૂત'ના કલામો પછી

**પઇતિ-પેરેને અએશ્મેમ્ ખ્રવીમ્ દ્રૂમ્ પઇતિ-પેરેને અક-તષેમ્ દએઉમ્, હચ ન્માન હચ વીસ હચ જન્તુ હચ દંઘ્રહુ. પઇતિ-પેરેને વરેન્ય દએવો પઇતિ-પેરેને વાતીમ્ દએવો, હચ ન્માન હચ વીસ હચ જન્તુ હચ દંઘ્રહુ.**

ભાવાર્થ:—ઘાટકી ઝુંદો ધરાવનાર (ગુસ્સાના દેવ) એષમને અને અકતષ દેવને, તથા વરેન્ય અને (વાવીઝોડાંના) વાત દેવને ઘર, મોહોલ્લા, ગાંમ અને દેશમાંથી હું હાંકી કાઢું છું (ફ. ૧૩, ૧૪).

વંદીદાદ લખનારે ગાથાના ગાહસારણા પછી અવસ્તાઈ ભણતરનો જે વધારો કીધો છે તે હ્યાં ખતમ થાય છે. હવે મરનારની લાસ આગલ જે ભણતર ભણાય છે, તેને ગાહસા-રણું નામ મલ્યું છે અને તે અવસ્તાના બે શબ્દો 'ગાથાઓ સ્રાવય' એટલે ગાથા ગાવા ઉપરથી અર્ધ ફારસી રૂપમાં મલે છે. ત્યારે ગાહસારણામાં ગાથાના કલામો અવશ્ય હોવા જોઇએ. પણ વંદીદાદમાં ગાહસારણા ઉપર જે શરેહ થઈ છે તેની ભાષા અવસ્તા છે, તેથી તે ગાહસારણા તરીકે ઉપયોગમાં લેવાને બંધબેસ્તા ગણી શકાય નહીં. એનું બીજું સબળ કારણ આ છે કે અસલ ગાહસારણામાં દીનના દસતુર સાહેબોથી જોકે ફેરફારો થતા રહ્યા છે, તોપણ તે અકસર ગાથાના કલામોના સંબંધમાંજ થયા છે અને ગાહસારણા તરીકે અવસ્તાનાં કોઈ ખાસ ભણતરનો ભેળ નહી કરવાની તેમાં જે સંભાલ લેવાયલી મલે છે, તે બીજાં અને ત્રીજાં ગાહસારણાના બયાનમાં આગલ આપણે જોઈ શકીશું.

હાલનો રેવાજ ગાથાના કલામોનું મહત્વ દેખાડનારી આપણી દલીલને ટેકો આપે છે. ગાહસારણું એક મોબેદથી થતું નથી અને હરહમેશ બે મોબેદો હમપયવંદ (જોડ) થઇને ભણવાનો રેવાજ છે. પણ વંદીદાદની શરેહમાં જાહેર અને બાતેન દેવો અને દરૂજી શક્તિઓને દુર અને દફે કરવા "હું નસાની સામે થાઉંછું," "હું રીમનીની સામે થાઉંછું" વગેરે પેહેલાજ પુરૂષમાં વારંવાર બોલાયલું મલે છે (૫. ૧૦, ફ૦ ૫ વગેરે). ત્યારે આપણે જોઇ શકયે છીએ કે, વંદીદાદની આ શરેહ બે મોબેદોથી બોલાતી નહીં હતી, પણ તે બેમાંના એકજ મોબેદ સાહેબ બોલતા હતા અને તેથી આપણે વગર શકે કહી શકયે કે, તે અવસ્તાઇ શરેહ ગાથાના ગાહસારણાનું ખાસ ભણતર નથી.

# બાબ ૪

## ગાથા ઉશ્તવઇતિનું બીજું ગાહસારણું

આપણે જોયું છે કે **વંદીદાદની** ૮ મી પરગરદની **પહલવી શરેહ, શાયસ્ત-ને-શાયસ્ત** તથા **દાદસ્તાને દીની** એ ત્રણે પહલવી લખાણોમાં ગાહસારણા માટે બીલકુલ બોલાયું નથી, તોપણ એક ઇરાની હસ્તલેખમાં[1] આપણને **ગાસાન્ અવર્ વિતર્તકાન્ ખ્વાનેન્દ્** એવાં મથાળાં હેઠળ લખાયલો એક ટુંકો પહલવી ટેક્ષ્ટ મલે છે, અને તેમાં જણાવેલું ભણતર વંદીદાદના પુરાતન ગાહસારણાના ભણતરથી એકલું જુદું નથી, પણ હાલના ગાહસારણાથીબી બીગાંનું છે. તે હાલનાં 'અહુનવઇતિ' ગાથાના સાત હાવાળું નહીં, પણ **'ઉશ્તવઇતિ' ગાથાના** ત્રણ હાનું અને ટુંકું છે. આ મુજબ વખત બે વખત આ ગંભિર ક્રિયાનાં ભણતર ઉપર જમાનાની સ્વભાવિક અસરો પહોંચી છે, તેની અસલ્યાત જલવાઇ રહી નથી અને તેમાં ફેરફારો થતા રહ્યા છે. ત્યાં 'બાજ' લેવા અને 'બાજ' મુકવાનાં ભણતર સાથે આ મુજબ ભણવા કહે છે:—

---

૧-પુનાવાલા સરદાર દસ્તુર હોશંગજી જામાસ્પજીના કેતાબખાનામાં આ એક ઘણો કીંમતી હસ્તલેખ છે જે ભાઈબંધ સ્કૉલરોમાં સાધારણ રીતે Ms. DH. તરીકે ઓળખાય છે. આ હસ્તલેખના ૨૧ થી ૩૨૦ ફોલ્યો પાના મોજુદ છે. અત્રે જણાવેલો પહલવી ટેક્ષ્ટ folio 241 b પર મજકુર મથાળાં સાથ જોવામાં આવે છે. આ ટેક્ષ્ટની ફોટોઝીંકો ફૅક-સીમીલી સરદાર દસ્તુર કેકોબાદ આદરબાદે પોતાની 'જદે બેહેમન યશ્ત'ની ફૅક-સીમીલી કરાવી બાહેર પાડી હતી (ઇસ્વી સને ૧૮૯૯) તેના છેલ્લા અને ૨૩ મા સફા પર જોવામાં આવે છે.

## ગુજરેલાં ઉપર ભણવાના ગાથાના કલામો

'યથા અહૂ વઇર્યો' ૫ ભણવી. 'અષેમ્ વોહૂ' ૩, 'ફ્રવરાને' (જે ગેહ હોય તે). 'સરોશ બાજ' લેવી (યાને સરોશની ક્ષ્નુમન ભણવી). 'અહુનેમ્ વઈરીમ્ તનૂમ્ પાઇતી'. 'યથા' ૧, 'કેમ્ ના મજદા...ઇજાચ્યા' સુધી. 'નેમો વે ગાથાઓ અષઓનીશ'. 'ઉશ્તા અહ્માઇ' સેવટ સુધી. 'તત્ થ્વા પેરેસા' સેવટ સુધી. 'અત્ ફ્રવક્ષ્યા' સેવટ સુધી. 'યથા' ૨ ભણવી. 'બાજ' મુકવી.

ગાહાસારણામાં સરોશની ક્ષ્નુમનની બાજ લેવા અને બાજ મુકવાનું જે ભણતર વંદીદાદનાં પુરાતન ગાહસારણામાં મલતું નથી, તે પેહેલુંજ અહીં આપણને મલે છે અને તેની નકલ હાલનાં ત્રીજાં ગાહસારણામાં થઇ છે. બીજું, અહીં બાજ લેવામાં આવી "કેમ્ ના મજદા....ઇજ઼ાચા" સુધી દેખાડે છે, તેમાં નકલ નવેશની ગફ્લત થયલી જણાય છે. હાલનો રેવાજ "અષહે" આગલ અટકવાનો છે અને આ તરતીબને વંદીદાદનો ટેકો છે.[1] આ મુજબ અહીં અટકીને અને ગાથાનું ભણતર તમામ પુરૂં કરીને "નેમસ્ચા યા આર્મઇતિશ્ ઇજ઼ાચા"નાં વાકયથી બાજ મુકવાના ભણતરનો હાલનો રેવાજ દરોબસ્ત છે.

ત્યારે ગાથાનાં ભણતર ઉપર વંદીદાદના લખનારે કીધેલી શરેહનાં અવસ્તાઇ ભણતરનો વધારો તથા ફેરફાર પેહેલો હતો અને ત્યાર પછી થયલો આ બીજો ફેરફાર છે. તે અકસર સાસાન્યાન જમાનામાં થયલો છે. તેમાં તે વેળાના દસ્તુર સાહેબોએ ગાહસારણા માટે 'ઉશ્તવઇતિ' ગાથાને પસંદ કીધેલા

૧-ખાસ કરી જુઓ વંદીદાદ ૫. ૮, ફ. ૧૯-૨૧, કે જે આ ક્ષ્નુમનનું મૂળ હોય એ બનવા જોગ છે.

આપણે જોઇએ છે અને આ પસંદગીનું સ્વભાવિક કારણ જાણવા જોગ છે.

## ગાથા 'ઉશ્તવઇતિ'ની પસંદગી

**હાદોખ્ત નસ્ક** મુજબ એક અશોનું રવાન મરણના પેહેલા ત્રણ દિવસ 'ઉશ્તવઇતિ' ગાથા ગાય છે (૫૦ ૨, ફ૦ ૧–૯). બીજા બોલોમાં, મરનારનાં રવાનને હયાતીમાં ગુજારેલી અશો જીંદગીની કારકીરદીનું સામટું સ્મરણ થાય છે અને 'ઉશ્તા અહ્માઇ'ના ગાથાના કલામોમાં તે વાજબી મુબારકબાદી લે છે. તેણે હયાત જીંદગી દીનના રાસ્ત રાહે ગુજારેલી હોવાથી તે જાણે છે, કે ચહારૂમની બામદાદે તેની કરણીનો ચુકાદો થવાનો છે. તેથી તેને પુલગુજાર થવાની યાને ચીનવદ પુલ આસાન પસાર કરવાની તથા ભવિષ્યની બીજી મીનોઇ જીંદગીમાં બેહેસ્તનશીન થવાની ઉમેદ હોવાથી ત્રણ દહાડાનો ટુંક વખત તે પોતાને માટે મુબારકબાદી લેવામાં પસાર કરે છે.[1]

વળી એજ નસ્ક એક નાઅશો જરથોશ્તીની સેવટની બદતર હાલતનો ખ્યાલ આપે છે. 'ઉશ્તવઇતિ' ગાથાના ચાર હા છે, તેમાંના છેલ્લા 'કાંમ્ નેમોઇ જાંમ્'ના ચોથા હાને ગાહસારણામાં પડતો મુકવામાં આવે છે અને માત્ર ત્રણજ હા ભણવા જણાવે છે. કારણ કે એક નાઅશો જરથોશ્તીએ દીનનો રાહ ચુકીને જીંદગી ગુજારી છે તેથી ત્રણ દિવસો સુધી ગાથાના મજકુર કલામો તેને માટે ભણવા ઠરાવેલા મલે છે.

---

૧–જુઓ મારી *The Zoroastrian Doctrine of a Future Life*, સફે ૯–૧૨.

આ મુજબ નાઅશોનું રવાન પોતાના બદ કર્તુકના ભવિષ્યમાં મલનારા બદલાથી વાકેફગાર હોય છે, તેથી તે ગમગીનીની ગીરફતારીમાં બોલે છે કે:—

"કાંમ્ નેમોઈ ઝાંમ્ અહુર મજદ, કુથ્ર નેમોઈ અયેની."

તરજુમો:—ઓ ખુદા! હું કઈ તરફ વલાણ લેવું? કઈ તરફ વલાણ લઇને જાઉં?

પેલું રવાન કાકલુદીનાં આ વચનો બોલતાં ભારે વિલાપ કરે છે અને આકુળ વ્યાકુળ રહે છે. અહીં દીનનું આ શિક્ષણ જીવતાંઓને અશો અને ભલી જીંદગી ગુજારવાનો બોધ દે છે.[1]

## સરોશ યજદની દસ્તગીરી

આ ગાહસારણામાં ગુજરેલાંના રવાનોને સરોશ યઝદની પનાહમાં મુકવાનો જે એક લાયક વિચાર પેહેલોજ અંમલમાં મુકાય છે, તે ગાથાના મજકુર હાઓની અવ્વલ અને આખર સરોશ યઝદની ક્નુમન સાથનું 'બાજ' લેવા તથા 'બાજ' મુકવાનું ભણતર છે. તેમાં મરનારનાં રવાનોને સરોશ યઝદની દસ્તગીરી તથા પુશ્તપનાહી મલતી દેખાડવામાં આવે છે અને તેનું વાસ્તવીકપણું આપણને યજશનેના હા ૫૭ માંથી મલે છે. ત્યાં કહેવામાં આવે છે કે:—

"ફ્રા અધ વએઇબ્ય અહુબ્ય,
વએઇબ્ય નો અહુબ્ય નિપયાઓ
આઈ સ્રઓષ અષ્ય હુરઓધ,
અહેચ અંઘ્રહેઉશ્ યો અસ્તવતો,
યસ્ચ અસ્તિ મનહ્યો."

---

૧—હાદોખ્ત નસ્ક ૫. ૨, ફ. ૧૯–૨૪. જુઓ મારી મજકુર કેતાબ, સફે ૨૧–૨૩.

તરજુમોઃ—અએ સુંદર અશો સરોશ! ત્યાં બેહુ હસ્તીઓમાં, બેહુ જીંદગીમાં તું અમારી પાસબાની કરજે! આ જગત જે હાડમંદ અને (પેલી) જે મીનોઈ છે (ફ. ૨૫).

ત્યારે એક હાથપર ગાથાના એજમતી અસરકારક કલામો અને બીજા હાથપર અશો સરોશ યજદ, એ બેહુ સબળ સાધન અને શક્તિ હયાત જીંદગીમાં અને હયાતી પછીની મીનોઈ જીંદગીમાં અશોના રવાનોનાં પાસબાનો અને નેગેહબાનો છે.

ખુદ ગાથામાં જરથોશ્ત સાહેબ આ મુજબ બોલે છેઃ—

**"યસ્તે વીસ્પે-મજિશ્તેમ્ સેરઓષેમ્ જબયા અવંઘહાને."**

તરજુમોઃ—(અએ મજદા) સઘલાઓમાં સૌથી મ્હાન તારા સરોશને હું મદદને માટે બોલાઉં છું (હા ૩૩, ફ. ૫).[1]

## એક રેવાજ, એક યાદ

આ બીજું ગાહસારણું, તેના ત્રણ હાના ટુંકાપણાને લીધે ગાહસારણાના સંબંધમાં આગલા એક રેવાજની યાદ તાજી થાય છે. કહે છે કે કેટલાક દાએકા ઉપર સુરત શેહેરમાં ઈરાનનો આગલો એક એવો રેવાજ જાયજ હતો, કે મરનારના ઘર આગલ હાલના સાત હાના ગાહસારણાના પેહેલા ત્રણ હા અને ચોઠા હાના માત્ર ચાર ફકરાનું લગભગ અરધું ગાહસારણું ભણીને લાસને અવ્વલ મંજલ લઈ જવામાં આવતી હતી અને બાકી રહેલું ગાહસારણું લાસ પાછલ પાય-દશે જનારા મોબેદો રસ્તે ચાલતાં ભણતા હતા અને આખું ગાહસારણું પુરૂં કરતા હતા.

---

૧—સરોશ યજદ વિષે અવસ્તા, પહલવી અને ફારસી દીની લખાણોમાં આવેલા અગત્યના ઇસારાઓ માટે જુઓ મારી મજકુર કેતાબ, સફે ૧૨, ૧૪, ૧૬, ૧૮, ૧૯, ૨૦, ૨૩, ૨૬, ૫૮, ૬૭-૬૮, ૭૩ નોટ ૫, ૮૨-૮૩, ૮૪, ૮૫, ૮૬ નોટ ૭૫, ૮૯, ૯૦, ૯૪, ૯૫ નોટ ૧૨૭, ૯૭, ૧૦૩, ૧૦૪.

હાલમાં ઘર આગલ એક અને રસ્તાનું બીજું એવાં બે બે ગાહસારણા ભણાવવાનો ખાસ કરી બેહેદીનોમાં જે રેવાજ પડ્યો છે, તેનાં સ્વભાવિક કારણો અહીં પ્રથમ દેખાડીશું અને ગાહસારણાના ટુંકાપણાને લઇને વખતના બચાવના સવાલને બાજુએ મુકીશું. કેટલાક દાએકા ઉપર મરનારની લાસ આગલ હાલનાં ગાહસારણાના ત્રણ હા અને થોડા ફકરા ભણવાનો જે રેવાજ હતો, તેને 'ઉશ્તવઇતિ' ગાથાના મુકરર થયલા મજકુર ત્રણ હાના ગાહસારણાથી ધરખમ ટેકો મલે છે અને હાલના ગારસારણામાં બાકી રહેલા હા લાસ પાછલ રસ્તે ચાલતાં ભણાતા હતા, તે ઉપરથી રસ્તાનું બીજું ગાહસારણું ભણાવવાનો ખર્ચાળુ રેવાજ જારી થયો છે.

## લાસની તરતીબ તથા તેનાં કારણો

લાસની વ્યવસ્થાની તરતીબ ઉપરથી જણાય છે કે હાલનું ગાહસારણું શરૂ કરતાં સંસકાર (સચકાર)થી સંજોગેલી લાસ જમીનપર મુકેલી હોય છે, અને ગાથાના ચોથા હાના ચાર ફકરા પુરા કરીને બેહુ મોબેદો લાસની રૂબરૂ ઉભા હતા તેઓ પાછલ ફરી જાય છે, લાસને સગદીદ (સગદીદન્) થાય છે અને તેને ગાહાન (ગાહે-આહન્=લોહોડાંની બેઠક) ઉપર મુકવામાં આવે છે. આ તરતીબનાં વાસ્તવીક કારણો હોવાં જોઇએ. આ તરતીબમાં મોબેદોનું પાછલ ફરવું થોડા વખત માટેનું નહીં હતું, પણ હમેશને માટે હોવું જોઇએ. તે મોબેદો પાછા ફરીને લાસની પાછલ પાયદશે જવાની અને રસ્તે ચાલતાં બાકીનું ગાહસારણું પુરૂં કરવાના આગલા રેવાજની યાદ આપે છે.

બીજું, લાસને જમીનપરથી ઉચકી ગાહાન ઉપર ચઢ-ડાવવી એ તેને અવ્વલ મંજલ પહોંચાડવાની તૈયારી દેખાડે છે.

ત્રીજું, હાલના ગાહસારણાના 'તા વે ઉર્વાતા' (ચોથા હા)ના ચોથા શ્લોકની જે છેલ્લી કલી ગાઇને મોબેદો પાછલ ફરી જાય છે, તેમાં અરધું ગાહસારણું ભણીને લાસને સેવટની ઠેકાણે પાડવાનો મર્મ રહેલો મલે છે. તે કલી આ છે: 'યેહ્યા વેરેદ્દા વનએમા દ્રુજેમ્' એટલે, જેની કુમકથી દરૂજને હમો મારીએ. ગાથાની મજકુર કલીમાં અશો જરથોશ્ત જોકે દરૂજ યાને નારાસ્તીને શેકસ્તગી આપવા બોલે છે, તોપણ તેમાં દરૂજને મારવાની બાબદ મલે છે તેથી તેને 'દરૂજે નસુશ્' સમજવામાં આવેલી જણાય છે. ત્યારે અરધું ગાહસારણું ભણીને અને દરૂજને ઘરમાંથી મારી કાઢીને લાસને અવ્વલ મંજલ લઈ જવા અને સેવટની ઠેકાણે પાડવાની તેમાં નેમ રાખેલી જણાય છે.

ચોથું, પાછલથી હાલનું 'અહુનવઇતિ' ગાથાના સાત હાનું આખું ગાહસારણું ઘર આગલ ભણવાનો રેવાજ જયારે શરૂ થાય છે, ત્યારે ગાહુસારણાના બે ભાગ પાડવામાં આવે છે અને તેનાં બે જુદાં કારણો ઉપજાવવામાં આવે છે. ઉપર જણાવવા મુજબ ગાહુસારણામાં જે ભાગ આગલ અટકવામાં આવે છે અને મોબેદો ફરી જઇને ઉભા રહે છે તે ભાગને મરનારની ગાહાનને માટેના ગાહુસારણા તરીકે ગણવામાં આવે છે, અને લાસને ગાહાન ઉપર મુકવા પછી બાકીનાં અરધા ભાગનાં ભણતરને ગુજરનારની લાસનાં ગાહુસારણા તરીકે સમજવા અને સમજાવવામાં આવ્યું છે. વળી પેહેલો ભાગ ભણતાં ગાહાન ઉપર અને બીજો ભાગ ભણતાં મરનારની લાસ ઉપર મોબેદોએ નેગાહ રાખવાની સમજ ઉઠાડવામાં આવી છે. આપણી આ સમજ અધુરી જણાય છે. વંદીદાદનાં ફરમાન મુજબ ગાહસારણાના કલામોની એજમત અને અસર એકલી

મરનારની લાસ સાથે નિકટ્ સંબંધ્ ધરાવે છે અને તેના એક ભાગને ગાહાનની એક લોખંદની વસ્તુ સાથે જોડી આપવાના આ પાછલા વિચારને વંદીદાદનો ટેકો નથી.

એવી આપણી ચાલતી આવેલી ગેરસમજનો બીજો જે દાખલો મોજુદ છે, તે મરનારની લાસ અને મરનારનાં રવાનનાં સંબંધમાં મલે છે. આ બે જુદાં નામો છે, એક ખાકી અને બીજી આત્મિક શકતી છે અને આ બે એકેકથી સ્વતંત્ર નામો વચેનો તફાવતબી સમજવામાં આવતો નથી. લાસને ભુલ ભરેલી રીતે રવાનના નામથી બોલવામાં આવે છે અને લાસને રવાન કેહેવું એ આપણી સાદી સમજની ખામી દેખાડે છે.

# બાબ ૫

## ત્રીજું અને છેલ્લું ગાહસારણું

ગાથા 'અહુનવઇતિ'નું હાલનું આપણું ગાહસારણું આગલાં બેહુ ગાહસારણાથી જુદું અને સાત હાનું છે. આ ફેરફાર કયારે થયો તેની આપણી પાસે કોઇ વજનદાર શાહેદત નથી, તોપણ તે સાસાન્યાન જમાનાનાં મજકુર બીજાં ગાહસારણા પછી બેશક થયો છે. અકસર ચાર સદી ઉપર ફારસી રવાયતોના વખતમાં આપણાં દીનાઇનનાં ભણતરો તથા ક્રિયાઓમાં મોટા ફેરફારો થયા હતા. આ વેળા ઈરાન અને હિન્દના દસતુરો તથા બેહેદીનો વચે પુર્સેશ પાસોખ શરૂ થાય છે અને અવસ્તાનાં અસલ ટુંકાં ભણતરોને લાંબાં ભણતરોમાં ફેરવી નાખવાની કોશેષો થાય છે. તે વેળા 'ઉશ્તવઇતિ' ગાથાના મજકુર ત્રણ હાનાં ટુંકાં ગાહસારણાથી દસતુર સાહેબો સંતોષ પામ્યા નહીં હોય, તેને 'અહુનવઇતિ' ગાથાના સાત હાના ગાહસારણામાં ફેરવવામાં આવ્યું હોય અને આ ભણતરને પેહેલી પસંદગી આપી હોય તો તે બનવા જોગ છે. આ ત્રીજો ફેરફાર છે.

### થોડા સામાન્ય વિચાર

આપણાં હાલનાં ગાહસારણા માટે ઘણી વેળા એવા સવાલો ઉભા થતા આપણે જોઇએ છીએ, કે તેનાં ભણતરોના અર્થો કે ભાવાર્થોમાં મરનારનાં રવાન (રૂહ—આત્મા) નો કોઇ ખાસ સંબંધ જણાતો નથી અને તેઓના જે અર્થો મલે છે તેઓમાં રવાનની બેહતરી કે બુખ્તગી વિષે બોલાયલું નથી. કહેવામાં આવે છે કે, ગાહસારણાને નામે જે ભણતર થાય છે તેને ગુજરેલાંની લાસને ઠેકાણે પાડવા સાથે સંબંધ નથી તથા તે પ્રસંગને અનુસરતું

નથી. ટુંકમાં કેહેતાં, ગાહુસારણું રવાનોના ફાયદા માટેનું કોઇ ખાસ ભણુતર નથી.

ખરૂં છે કે ગાહુસારણાનાં ભણુતરોમાં ગુજરેલાંના રવાનો માટે ખાસ બોલાયલું મલતું નથી પણ આ ચુપકીદી અર્થ સૂચક છે. આ શકમંદ બાબદ ઉપર આપણે સંભાલ ભરેલો શાન્ત વિચાર કરીશું, તો જણાશે કે ગુજરેલાંની લાસ રૂબરૂ ભણાતું ગાહુસારણું માનવામાં આવે છે એવું વગર અર્થનું નથી, પણ તેના બરવખ્તનું અને અસરકારક છે. ગાહુસારણાના બાબમાં આપણે એમ કહી શકીએ નહીં કે એક ખરૂં અને બીજું ખોટું છે, બીજા બોલોમાં પુરાતન ગાહુસારણું ખરૂં અને હાલનું ખોટું એમ કહેવું બેજા છે. કારણકે તેમાં તેના અર્થો અને ભાવાર્થોનો જે મુખ્ય સવાલ છે, તે આગલાં કે પાછલાં દરેક ગાહુસારણા ઉપર એક સરખી અસર કરે છે.

મીડીયન શાહાનશાહુત ઉપર જીત મેળવી તેનો અંત લાવનાર અને હખામની શાહાનશાહુત બરપા કરનાર અજીત બાદશાહ કુરૂશના અમલમાં અને તે અમલ પછી હખામની તથા સાસાની શાહાનશાહુતોની રાજદરબારમાં મીડીયન માજીઓ ભારે વગવસીલો ધરાવતા થયા હતા. તેઓ ગુરૂ વર્ગના હોઇને તબાબત, ખગોળ વગેરે જાતજાતની વિદ્યાઓમાં પ્રવીણ હતા. તેઓ વળી મંત્રોમાં તથા તેઓની અસરમાં માનનારા હતા અને વંદીદાદનો મોટો ભાગ આ માજી ગુરૂઓનાં ધર્મમતો તથા તેઓની રાહરસમો અને ક્રિયાઓથી રોકાયલો છે.

વળી વંદીદાદની પરગરદ ૧૦ મી માં પુરાતન ગાહુસારણાની અગત અને અસર માટે ઘણું બોલાયલું પાછલ આપણે જોયું છે. તેમાં તેના કર્તાનાં મત મુજબ ગાહુસારણાના

ગાથાના કલામોના અર્થો કે ભાવાર્થો જાણવાની આપણી જીજ્ઞાસાને જેટલું વજન આપવામાં આવ્યું નથી, તે કરતાં આ કલામો ઉચ્ચારવાના અસરકારકપણાથી જીવતાંઓની સુખશાંતિ ઉપર થતી ભલી અસરોને વધારે વજન આપ્યું છે. વંદીદાદ મુજબ, તેની ભાષામાં કેહેતાં, 'દરૂજે નસુશ'ના હુમલાઓથી, યાને ગુજરેલાંની લાસો ઉપર ચાલતી કોહોવાતની કુદરતી ક્રિયાથી, બીજા બોલોમાં, કોઈ વેળા ઉડતા રોગોનાં ઝેહેરી સૂક્ષ્મ જંતુઓની નાશકારક અસરથી બચાવી લેઈ જીવતાંઓની તનદરૂસ્તી અને મનદરૂસ્તી જાલવવાના એક કારગર ઈલાજ તરીકે ગાથાના એજમતી કલામો ગાવા અને ગાઇને ભણવાનાં ફરમાનો અપાયલાં મલે છે.

## એક મોટો સવાલ

આપણી સનમુખ આ એક મોટો શકમંદ સવાલ છે. વંદીદાદમાં મરનારની લાસ સાથે ગાહ્સારણાનો જે એકલો સંબંધ મલે છે, તેનું એકજ કારણ પાછલ આપણે જોયું છે. તે મરનારની લાસ ઉપર ચાલુને ચાલુ રેહેતી પૃથક્કરણની કુદરતી રસાયણ ક્રિયા છે અને તે ક્રિયાથી તમામ અશો પેદાયશ સાથે જીવતાંઓની સુખશાંતિ ઉપર થતી ખરાબ અસરો, ગાથાના એજમતી કલામોની બરક્કતથી ઓછી કરવાની તથા તેઓનાં તન અને મનની દરૂસ્તી જાલવવાની છે. ત્યારે આ એકજ સબળ કારણ સિવાય, બીજાં કોઈ કારણ માટે મરનારની લાસ રૂબરૂ ગાહ્સારણાનું ગાથાનું ભણતર કરવાની આપણી પાસે ધર્મની શાહાદત નથી અને બીજી કોઇબી શાહાદત પેશ કરવાને આપણે શક્તિવાન નથી.

## ગાથાના કલામોની ઉંચી એજમત અને ઉંડી અસર

એનું સૌથી સબળ અને વજનદાર કારણ પાંચ ગાથાઓનાં ભણતરો આખર થવા પછી તેઓની એજમતી અસરની બુલંદી

તથા બરક્કતી ઉપર થયલાં વર્ણનવાલા **યજશ્તને**ના હા ૫૫ માં આપણને મલે છે. ત્યાં પ્રથમ માણસોનાં શારીરિક અને આત્મિક તત્વોનું એકંદર વર્ણન કરતાં કહે છે કે:—

**"યાઓ નો હેન્તિ ગાથાઓ હરેથ્રવઈતીશ્ચ પાથ્રવઇતીશ્ચ મઇન્યુશ ખરેથાઓસ્ચ, યાઓ નો હેન્તિ ઉરૂને વએમ ખરેથેમ્ચ વસ્તેમ્ચ. તાઓ નો હેન્તિ ગાથાઓ હરેથ્રવઈતીશ્ચ પાથ્રવઇતીશ્ચ મઇન્યુશ ખરેથાઓસ્ચ, તાઓ નો હેન્તિ ઉરૂને વએમ ખરેથેમ્ચ વસ્તેમ્ચ. તાઓ નો બુયાંન હુમિઝ્દાઓ અશ-મિઝ્દાઓ અષોમિઝ્દાઓ, પરો અસ્નાઈ અંધુહે પસ્ચ અસ્તસ્ચ બઓધંધ્રહસ્ચ વીઉર્વીશ્તીમ."**

ભાવાર્થ:—ગાથાના કલામોના અસરકારકપણાને લીધે આ ફકરામાં બે બે વાર અને ફરી ફરી ઘણા ભાર સાથે મુસ્તકીમપણાથી કહેવામાં આવે છે કે:—

ગાથાના કલામો હમારા પાસબાન, નગેહબાન અને મીનોઈ ખોરાક મીસાલ છે. તેઓ હમારાં રવાનને માટે મીનોઈ પોશાક અને પોષણ બેહુ છે. તેઓ હમોને (હમારાં રવાનને) મરણ પછી ભવિષ્યની ભલી જીંદગીનો ભલો બદલો આપનારા છે (ફ૦ ૨).

વળી આગળ વધી કહે છે કે:—

| | | | |
|---|---|---|---|
| **"તા** | **નો અમ** | **તા** | **વેરેથ્રઘ્ન,** |
| **તા** | **દસ્વર** | **તા** | **બએષજ,** |
| **તા** | **ફ્રદથ** | **તા** | **વરેદથ,** |
| **તા** | **હવંઘ્રહ** | **તા** | **અઇવ્યાવંઘ્રહ,** |
| **તા** | **હુધાઓંઘ્રહ** | **તા** | **અષવસ્ત,** |
| **તા** | **ફ્રારાઇતિ** | **તા** | **વીદીષ."** |

ભાવાર્થઃ—ગાથાના કલામો હમારે માટે હિમ્મત અને ફતેહ, સુખાકારી અને તંદરોસ્તી, વધારો અને વૃદ્ધિ, મદદ અને રક્ષણ, ડહાપણ અને અશોઈ, સખાવત અને જ્ઞાન આપનારા છે (ફ૦ ૩).

હાથ ધરેલી એક ગંભિર અને નાજુક બાબદ માટે આ એક જોરાવર દલીલ છે અને તેમાં જે બાબદ આપણું ખાસ ધેઆન ખેંચે છે, તે ગાથાની એજમતી અસર અને તેની સાથે રવાનોના નિકટ સંબંધની છે. તેમાં કોઇ એક અમુક ગાથાનું નામ દેઇ જેમ બોલાયું નથી, તેમજ તેમાં રવાનની માણસના સંબંધની કોઇ ખાકી કે મીનોઇ જીંદગીની એકજ હાલતનું વર્ણન થયું નથી, પણ ગાથા અને રવાન એ બેહુના સંબંધમાં સામાન્ય બયાન થયું છે. તેમાં વળી જીંદગીને છેલ્લે અંતે દીલાસો દેનારી અને આશાઓ આપનારી જે ખાસ બાબદ મલે છે, તે જીવતાં કે ગુજરપામેલાં અશોનાં રવાનની ભવિષ્યની ભલી જીંદગીની અને સેવટનાં સૌથી ઉંચાં બેહેશ્તના બુલંદ બદલાની છે. ત્યારે દલીલ કરીશું, કે જીવતાં અને ગુજરપામેલાં કોઇનાંબી રવાનો સાથે આગલું કે પાછલું ગાથાનું કોઇબી ગાહસારણું નજદીકનો સંબંધ બેશક ધરાવે છે. ખરૂં છે કે અસલ ટુંકાં ગાહસારણામાં સઘલા પાંચે ગાથાઓમાંથી લાયક ચુટણી થઇ છે. વળી તેની અગત્યતાનું એજ એકલું કારણ નથી, પણ તેનાં પુરાતનપણાને લીધે તેને પેહેલો દરજ્જો આપવામાં આપણે ખોટા ગણાઇશુ નહીં. તોપણ હ્યાં જે મુખ્ય સવાલ છે તે ગાથાના સામાન્ય ભણતરનો છે અને આ સબળ કારણને લઇને આપણે એમ પુરવાર કરી થકયે નહીં, કે એક મરણના નજદીકના પ્રસંગને અનુસરતું છે અને બીજાંને લાસને ઠેકાણે પાડવા સાથે કશો સંબંધ નથી. મજકુર દલીલ દેખાડે

છે, કે આગલું, વચલું કે પાછલું ગાથાનું કોઇબી ગાહસારણું તેના બરવખ્તનું અને બંધબેસ્તું છે.

ત્યારે મરણ ક્રિયાનો આ નાજુક સવાલ આપણને વગર શકે એક એવાં સુંદર અને સંતોષકારક સેવટ ઉપર મુકે છે કે, અકસર ગુજરપામેલાંનાં રવાનો માટે ગાહસારણાના ગાથાના કોઇબી કલામો તેની એજમત અને અસરમાં ઘણા બુલંદ તથા બરકતી છે અને મરનારની લાસ રૂબરૂ ભણાતા અકસર ગાથાના નામીચા અસરકારક કલામો તેના બરવખ્ત માટે હોવાનું દીનનું એક સૌથી જરૂરનું અને પેહેલી અગત્યનું ફરમાન છે.

---

૧-પહેલાં પુરાતન ગાહસારણાના આખા ફકરાઓનું તમામ ભણતર હાલના રેવાજ મુજબની બાજ લેવા અને બાજ મુકવાનાં ભણતરો સાથે દેખાડવાનું, પાછળ સફે ૧૧ ની ફુટ-નોટમાં નમુદ કરવા મુજબ, આ કેતાબના સેવટના ભાગમાં નહીં પણ બીજીજ જોગવાઇ ઉપર રાખીશું, જ્યાં આ પુરાતન ભણતર તેના સંપૂર્ણ ખુલાસા અને સમજણ સાથ (બા માએની તથા બા તરીકત) આપવામાં આવશે.

# બાબ ૬

## અનુશેહ રવાનોની ત્રણ દહાડાની ક્રિયા

### અચુક અવસ્તાઇ શાહુદત

પાછળ આપણે જોયું છે કે, ઈરાની ધર્મ સાહિત્યનાં ગાથાના લખાણોમાં મરણ-જીવનની ક્રિયાઓ વિષે બોલાયું નથી. ગાથા પછી વંદીદાદ અને અવસ્તાનાં બીજાં લખાણોમાં હાલની મરણ ક્રિયાના જે થોડા દાખલા મલે છે, તેઓમાં પેહેલું પુરાતન ગાહુસારણું અને મરણના પેહેલા ત્રણ દહાડાની યોઝદાથ્રગરીને લગતી અગત્યની ક્રિયા છે. અહીં આ બીજી અનુશેહુ રવાનોની ક્રિયા વિષે હવે આપણે બોલીશું, કારણ કે મરણના આ ચોકસ પ્રસંગનાં ભણતરો અને ક્રિયાઓ ઉપર પૂર્વ કે પશ્ચિમના વિદ્વાનોનું ખાસ ધ્યાન ખેંચાયું નથી.

### વંદીદાદની પરગરદ ૧૨ મી

મજકુર પરગરદમાં સવાલ કરવામાં આવે છે કે, મુવેલાનું ઘર કેમ પાક થાય? આ સવાલનો જવાબ નીચલા શબ્દોમાં મલે છે:—

> "થ્રિશ્ ક્રસ્નાઇતિ તનુનાંમ્ થ્રિશ્ ક્રસ્નાઇતિ વસ્ત્રનાંમ્ થ્રિશ્ ક્રસ્રૂઇતિ ગાથનાંમ્ ઇમાઓ નો આતરેમ્ યજએત બરેસ્મ સ્તરેનએત અઇબ્યો વંઘ્રહુબ્યો જઓથ્રાઓ બરએત; યઓઝ્દાત પસ્ચએત બુન્ ન્માન."

તરજુમો:—ત્રણ (દહાડા) તન પાક કરવાએ, ત્રણ (દહાડા) વસ્ત્ર ધોવાએ, ત્રણ (દહાડા) ગાથા ગાવાએ; આ મારા આતશને ઈજવો જોઇએ, બર્સમ બાંધવી જોઇએ, પાક પાણીઓ માટે 'જોરો' (ભેટો) લઈ જવી જોઇએ; ત્યાર પછી ઘર પાક થાય (ફ૦ ૨).

ગુજરપામેલાં વહાલાંઓની ત્રણ દહાડાની ગંભીર અને મોતેબર ક્રિયા માટે આ એક અગત્યની શાહાદત છે. આ ઉપરથી વંદીદાદના જુના જમાનામાં મરણ પાછલની પાવમહેલની ક્રિયા તથા તે ક્રિયાનું સ્વભાવિક કારણ અહીંથી આપણે જોઈ શકીએ છીએ. તેમાં તનની પાકીજગી તથા કપડાંની ચોખાઇથી ગાથાનું ભણતર કરવા સાથે, રોશન આતશ રૂબરૂ બર્સમ બાંધવા અને પાણીઓને ભેટો ધરવાની યોઝદાથ્રગરીની ક્રિયાઓ કરવાનું ફરમાન મલે છે. ત્યારે મરણ પાછલની ત્રણ દહાડાની પાવમહેલની મોતેબર ક્રિયાઓ કરવાની ફરઝંદ વારેસોની પવિત્ર ફરજની આપણી પાસે અવસ્તાની કોઈ શાહાદત હસ્તી ધરાવતી નહીં હતી, તે દીનનાં ફરમાનની અહીંથી આપણને સર્વથી પેહેલી અગત્યની સીધી શાહાદત મલે છે.

## તરજુમાનું જુદાપણું

વંદીદાદના મજકુર ફકરાનો તરજુમો આગલા કે પાછલા સઘલા તરજુમાઓથી જુદો પડે છે અને તેનું આ જુદાપણું જો કે અવસ્તાના માત્ર એકજ 'થ્રિશ્' શબ્દનું છે, તોપણ આપણે આ અગત્યના સવાલને તપાસની કસોતી ઉપર મુકીશું અને સાબેત કરીશું કે, તે એકજ શબ્દ ત્રણ દહાડાની સૌથી જરૂરની અને પેહેલી અગત્યની ગુજરેલાંઓનાં અનુશેહ રવાનોની ક્રિયાના હાલના આપણા રેવાજ ઉપર મનન કરવા જોગ રોશની ફેંકે છે. આ શબ્દ 'ત્રણ'ની સંખ્યા દેખાડે છે, તેનો તરજુમો સદીઓ થઈ 'ત્રણ વખત' થતો આવ્યો છે અને તેને પહલવી લખાણે પેહેલું કારણ આપ્યું છે. વંદીદાદની ૧૨ મી પરગરદના પહલવી તરજુમામાં અવસ્તાના 'થ્રિશ્'નો અર્થ 'સેબાર' એટલે 'ત્રણ વાર' થયો છે ( ફ૦ ૨ ), તેનાજ આધારે સઘલા યુરોપ્યન વિદ્વાનો પોતાના તરજુમાઓમાં તેમજ બીજા તમામ ગુજરાતી

તરજુમાઓમાં તેની નકલો થઈ છે અને તેનેજ વળગી રહીને આગળ વધવામાં આવ્યું છે. અગર જો 'ત્રણ વખત'નો આ તરજુમો કબુલ રાખ્યે અને તેને અસ્થાને મુકી આપી આગળ વધીએ તો, તેથી ગુજરપામેલાંઓની ત્રણ દહાડાની એક ઘણી ગંભિર અને ફરજીયાત ક્રિયાની અવસ્તાઇ શાહાદત આપણે ખોહી બેસીએ છીએ. ચાલતો આવેલો અર્થ કબુલ નહીં રાખવાનું આ જો કે સૌથી સબળ કારણ છે, તોપણ તે એકલું નથી.

સદીઓથી મનાતી આવેલી કોઇ બાબદની ભુલ દેખાડવા અને તેને સુધારવામાં એક અભ્યાસીની જવાબદારી આપણે સમજીએ છીએ. તેમાં પુરતી ધીરજ, ઘણી સાવચેતી અને સંભાલની જરૂર પડે છે, એટલુંજ નહીં પણ પેલી બાબદ પુરવાર કરવાના તેની પાસે મુસ્તકીમ પુરાવા હોવા જોઇએ.

ત્યારે હવે આપણે જોઇશું કે, અહીં પહલવી 'સેબાર' અસ્થાને મલે છે અને એવું શિક્ષણ અસલ અવસ્તાનું નથી. વંદીદાદના મજકુર ફકરામાં અવસ્તાનાં 'થ્રિશ્'ની ત્રણની સંખ્યા સાથે આપણે દહાડાનો સંબંધ દેખાડ્યો છે અને તેનો અર્થ ત્રણ (દહાડા) કીધો છે.

## તેનાં વજનદાર કારણો

પહલવી 'સેબાર'નો ભાવાર્થ આપણે શું એવો ઉઠાડવો કે, દહાડામાં ત્રણ ત્રણ મરતબે નાહવું ધોવું, ત્રણ ત્રણ મરતબે કપડાં ધોઇને બદલવાં અને ત્રણ ત્રણ મરતબે ગાથા ગાયા કરવા? પણ એમ માનવા આપણી સાદી સમજ ના પાડે છે.

અવસ્તાના લખાણોમાં સંખ્યા દેખાડનાર શબ્દો અનેક વેળા અધુરા મલે છે અને તે માટે આપણને બીજે ઠેકાણે

શોધ કરવાની જરૂર નથી. આપણી બાબદવાળી એજ ૧૨ મી ફરગરદમાં દોઢ દેજનવાર ૫, ૧૫, ૨૫ થી ૬૦ સુધીના સંખ્યા વાચક શબ્દો અધુરા મલે છે અને તેની ખાલી પડેલી જગાં 'દહાડા' શબ્દથી આપણે પુરી આપ્યે છીએ. ત્યારે આ શું તાજુબી ભરેલું નથી કે, 'થ્રિશ્'ના આ દાખલામાં 'દહાડા' શબ્દને પુરી આપવાનું ચુકી જવામાં આવે છે!

**મેહેર યશ્તમાં** ચોકસ ગુનાહની તોજેશ કરવા અને તે ગુનાહનાં વધતાં ઓછાં પ્રમાણ મુજબ બે તથા ત્રણની સંખ્યા સાથે રાત–દહાડા (રાત્રી દિવસ)ના શબ્દો મલે છે. વળી તેનીજ સાથે બે અને ત્રણ દહાડા સુધી વંદીદાદના મજકુર ફકરા મુજબજ ખુદ શરીરનું સ્નાન કરવા ફરમાવે છે કે, "થ્રિ–અયરેમ્ થ્રિ–ક્ષપરેમ્ તનૂમ્ ફ્રસ્નયયન્ત" એટલે, આખા ત્રણ દહાડા તેણે તન પાક કરવું જોઇએ (ફ૦ ૧૨૨).

અવસ્તાના 'થ્રિ' અને 'થ્રિશ્' એ બેહુ કેટલાક દાખલામાં 'ત્રણ'ની એકસરખી સંખ્યાનો એકજ અર્થ ધરાવનાર શબ્દોનાં માત્ર બે જુદાં રૂપો છે. આપણે દલીલ કરીશું કે, અવસ્તા સહિત્યમાં 'થ્રિશ્' શબ્દ તેના બેવડા અર્થમાં ઘણી વેળા મલે છે. એક ક્રિયા વિશેષણ અવ્યય તરીકે 'ત્રણ વખત'ના અર્થમાં અને બીજો કેવલ સંખ્યા વિશેષણ તરીકે માત્ર 'ત્રણ'ના અર્થમાં મલે છે અને તેની સાથે ચોકસ નામો જોડાયલાં હોય છે. દાખલા તરીકે 'થ્રિશ્ માઓંઘહો' એટલે ત્રણ મહિના (વં૦ ૭, ફ. ૧૫), 'થ્રિશ્ મઘ' એટલે ત્રણ ખાડા (વં૦ ૮, ફ. ૩૭–૩૯), 'થ્રિશ્ ષામાંન્' એટલે નીરંગે આબેઝરનાં ત્રણ ટીપાં (વં૦ ૫, ફ. ૫૧) વગેરે.

**વંદીદાદ** ફરગરદ ૧૩ મી માં પુરાતન આર્ય (ઇરાની) પ્રજામાં એક કીંમતી અને પવિત્ર ગણાયલાં જળચર પ્રાણી

'સગેઆબી'ને મારી નાખવાનું ગુનાહ ભરેલું ગણ્યું છે અને તેની તોજેશ તરીકે તેનાં રવાનને ત્રણ દહાડા (થ્રિ અયરેમ્ થ્રિ ક્ષપરેમ્) ઇજવાની નીચે મુજબ ક્રિયા કરવા ફરમાવે છેઃ—

> તે 'સગેઆબી'ના નિર્દોષ રવાનને ત્રણ દહાડા બળતા આતશથી, બાંધેલી બર્સમથી (અને) ઉભાન થતા હોમથી ઇજે (ફ૦ ૫૫).

**વંદીદાદ** પરગરદ ૯ મી માં એક યોઝદાથ્રગર મોબેદ અગર જો અજ્ઞાન હોય અને તે 'રીમની' ઉતારવાની ક્રિયા કરે તો તેથી દેશમાં રોગોનો વધારો થવાનો ભય દેખાડ્યો છે, તેને દેશની સુખશાંતિ તથા આબાદીમાં ખલલ પહોંચાડવાનું એક જબુન કામ જાહેર કીધું છે અને આ આફત તાલવાના ઉપાય તરીકે સરોશ યજદની ખુશનુદીમાં આ મુજબ ક્રિયા કરવાનું ફરમાન થયું છેઃ—

> તે દેશમાં અશો સરોશ યજદ(ને) ત્રણ દહાડા રોશન આતશ, આંધેલી બર્સમ (તથા) જોશ આવતા હોમ સાથે ઇજે (ફ૦ ૫૬).

ત્યારે આ છ અને એવાજ બીજા દાખલાને આધારે વંદીદાદની ૧૨ મી પરગરદના મજકુર ફકરામાં ત્રણ (દહાડા)નો તરજુમો શુદ્ધ અને સહી વગર શકે સાબેત થાય છે અને ગુજરપામેલાંની ત્રણ દહાડાની મોતેબર ક્રિયાના હાલના રેવાજને અવસ્તાની આ શાહાદત સંગીન ટેકો આપે છે. અહીં રેવાજને દીનનાં ફરમાન તરીકે જોઇએ છીએ અને રેવાજની જગા દીનનું ફરમાન લે છે. એ બીના પાવમહેલની આ ગંભિર ક્રિયા તરફના આપણા એતેકાદને વધારે ને વધારે મુસ્તકીમ બનાવે છે.

અત્રે થોડા ખુલાસાની હું જરૂર સમજુ છું. અગર જો મજકુર 'થ્રિશ' શબ્દનો તરજુમો 'ત્રણ વખત'નો કરવામાં

આવે અને તેનો અર્થ બિનપાયે તથા બિનઆધારે "ત્રણ દહાડા" કરવામાં આવે તો, કાયદા વિરૂદ્ધ એક અવ્યયને વિશેષણમાં ફેરવી નાખવાનો અનર્થ થાય છે. પણ આપણે ઉપલા અવસ્તાઇ શબ્દને ત્રણ (દહાડા)ના વિશેષણ તરીકે સાબેત કીધો છે અને એક રેવાજી ક્રિયાને મહત્વની ધાર્મિક ક્રિયા તરીકે પુરવાર કીધી છે.

બીજું, વંદીદાદ આ ત્રણ દહાડા ફક્ત ગાથા ગાવા ફરમાવે છે અને તેની મતલબ અગર જો અવસ્તાનાં કોઇબી ભણતરોની ઉઠાડવામાં આવે અને યજશ્ને, બાજ કે કર્દો વગેરે હાલનાં ભણતરો ભણાતાં જણાવવામાં આવે તો, આપણે જોઇશું કે, તેમાં દીનનાં ભણતરોની તવારીખની સચ્ચાઇ તથા તેઓનો કાળ અને જમાનો ઉલટાવી નાખવાની અહીં ગાંભર ભુલ થાય છે.

## હાલનો રેવાજ

હાલના રેવાજની રૂએ જોતાં આપણી બાબદવાળો વંદીદાદનો મજકુર ફકરો એ બાબદ તરફ આપણું ધ્યાન ખેંચે છે. પેહેલી આતશ, બર્સમ અને પાણીની 'જોર' (હોમ, જીવાંમ તથા હધાનએપતની પ્રવાહી ભેટો)નાં ત્રણ નામોની છે અને તેઓ યોઝદાથ્રગરીની પાવમહેલની ક્રિયા કરવાનાં અગત્યનાં સાધનો છે. તે ક્રિયાનાં બીજાં તમામ આલાતોના નમુના તરીકે મલે છે અને એજ રૂઢી અવસ્તામાં વપરાયલી બીજા ઘણા દાખલામાં આપણે જોઇએ છીએ. બીજી બાબદમાં તનપાકની, કપડાંની ચોખાઇની અને ગાથાનાં ભણતરની જે તરતીબ મલે છે, તે ક્રિયા કરનારા યોઝદાથ્રગરો માટે તેમજ મરનારનાં ઘરના કુટુંબીઓ માટે એક સરખી જરૂરી છે અને આ બેહુ તરતીબો

ઉપર એકસરખો અંમલ થવાથીજ વંદીદાદમાં ઘર પવિત્ર થયલું જણાવ્યું છે.

અહીં મરનારને અવ્વલ મંજલ પહોંચાડવા પછી, તેનાં રવાન અથવા આત્માની ત્રણ દહાડાની પુલગુજાર થવાની, તેની અશાંત હાલતમાં ગાથાના અસરકારક કલામોથી તેને દીલાસો તથા રાહત આપવાની અને તેની સાથે મરનારનાં કુટુંબની સુખશાંતિ જાલવવાની ખાસ મકસદ અને મુળ નેમ સમાયલી છે.

### પુરાતન મરણક્રિયાઓમાં એકલાં ગાથાનાં ભણતરો

આપણે આપણી બાબદવાળા ફકરાને સંબોધીનેજ આગલ વધીશું. તેમાં દેખાડેલાં ત્રણ દહાડાનાં મરણનાં ભણતરો અને હાલના રેવાજનાં ભણતરોમાં આપણે જે બોહોલો તફાવત અને બેહદ્ વધારો જોઇએ છીએ, તે કાળ અને જમાનાનો અર્થ સૂચક તફાવત અને વધારો છે. હાલની ક્રિયામાં ખાસ કરી યજશ્નેના ૭૨ હા અને બીજાં ભણતરો ભણાય છે એ ખરૂં, પણ વંદીદાદમાં તો ફકત ગાથાજ ભણવાનું ફરમાન થયું છે. ત્યારે એનું કારણ શું? આ સ્વભાવિક સવાલનો જવાબ દીનનાં ભણતરોની તથા તેઓની ભાષાઓની તવારીખ આપણને પુરો પાડે છે. વળી વંદીદાદનાં આ ફરમાનને જ્યારે આપણે તેના પ્રાચિન કાળના જુના જમાના તરફ જઇ જોઇએ છીએ, ત્યારેજ સાફસાફ જણાય છે કે, વંદીદાદનું લખાણ થયું તે પેહેલાં જરથોશ્ત સાહેબના પાંચ ગાથા, યસ્ન હફ્તંઘ્હાઇતિ અને એવાં અર્ધગાથાની એબારતમાં રચાયલાં બીજાં થોડાંજ ભણતરો હતાં. આ સબળ કારણને લીધેજ વંદીદાદમાં ત્રણ દહાડા ગાથા અને માત્ર ગાથાનાંજ ભણતરો ભણવા ફરમાવેલું મલે છે. આ એક સાચી તથા પુરવાર થયલી દલીલ છે અને તેનો ઇનકાર કરવો એ સચ્ચાઇનો અનાદર કરવા બરાબર

છે. વળી એજ એકલાં વાસ્તવિક કારણને લીધે પાછળ પુસાતને ગાહાસારણાનાં ભણતરોની બાબદમાં આપણે જોયું છે કે, તે માટે વંદીદાદમાં માત્ર ગાથા તથા યસ્ન હપ્તંઘ્રહાઇતિનાજ જુદા અને ટુંકા ફકરાઓની સુંદર ચુંટણી થઈ છે અને તેજ ચુંટેલા અસરકારક ફકરાઓ ભણવા ફરમાવવામાં આવ્યું છે.

## યજશ્નેનાં ભણતરોની સુંદર ઘટના

વંદીદાદના વખત અગાઉ થોડાજ અપવાદ સિવાય હાલની યજશ્નેના ૭૨ હાની શરૂઆતના ૨૭ હા તથા પાંચ ગાથાનાં ભણતરો પુરા થવા પછીના ૧૮ હા ની હસ્તીજ નહીં હતી. વંદીદાદના વખત પછી અવસ્તામાં જુદી જુદી અનેક બાબદો ઉપર જુદા જુદા અનેક વિષયો રચાયા હતા, પાછળથી તેઓનો સંગ્રહ થયો હતો અને તેના થોડાજ દાખલાની અત્રે નોંધ લેઇશું.

તેઓ 'યશ્તે દરૂન' યાને દરૂન (બાજ) ઇજવા તથા ઇજીને તેની ચાશની કરવાનું ભણતર (હા ૩–૮); 'યશ્તે હોમ' યાને ત્રણ હોમની સ્તુતિ (હા ૯–૧૧); 'ફ્રઓરેતિ હાઇતિ' યાને નવજોત ક્રિયાને પ્રસંગે દીન ઉપર ઇમાન લાવવાના હા[1] (હા ૧૨–૧૩); 'આજ઼ઇન્તિ' યાને અહુનવર, અષેમ અને યેંઘ્રહે હાતાંમના નામીચા કલામો ઉપર શરેહ (હા ૧૯–૨૧); 'યશ્તે ફ્રોહર' યાને જીવતાં તથા ગુજ઼રપામેલાંનાં ફ્રોહરોની આરાધના (હા ૨૩ તથા ૨૬); 'યશ્તે સરોશ' યાને સરોશ યજ઼દની સેતાયશ (હા ૫૭); 'ફૂષૂષ-માંથ્ર હધઓખ્ત'[1] યાને નમાજ઼ની

---

૧–આ બે ઘણાં નામીચાં લખાણો છે અને તેઓ વંદીદાદના જમાના અગાઉ, ગાથા અને વંદીદાદનાં લખાણોની વચેના વખતમાં રચાયાં હતાં. તેઓ અર્ધગાથાની એબારતમાં મલે છે અને ગાથા મુજબ તેઓના સેવટના સ્વરો દીર્ઘ થયલા છે. એવા ખાસ હાઓ ૧૨, ૧૩ તથા ૫૮ છે.

બુલંદીની એજમત અને અસર (હા ૫૮–૫૯); 'દહ્મ આફ્રિતિ' યાને અહુનવર ૨ થી શરૂ થતા દોઆ ગુજારીના સુંદર વિષયો (હા ૬૦ વગેરે); 'સેતાયશે આદર' યાને આતશની વખાણ (હા ૬૨); 'સેતાયશે આવાં' યાને પાણીની વખાણ (હા ૬૫ તથા ૬૮); 'સ્તુફ્રિતિ' યાને બરવખ્તનાં ભણતરો (હા ૭૧, ફ૦ ૧–૨ વગેરે) વગેરે આ અને બીજી બાબદો ઉપર અનેક વિષયો લખાયા હતા, તેઓ જુદે જુદે હાથે અને જુદે જુદે ખાસ નામે ઓલખાયા હતા અને તેઓ તેનાં બરવખ્તે ભણુતા રહ્યા હતા.

પાછળથી આ છુટા અને ટુંકા વિષયો જમાનાની ગીરદેશથી અને જાલીમ હાથોની જબરદસ્તીથી પરાગંદેહ થતા રહ્યા હતા. તેથી તેની જાલવણીના પાછળથી ઇલાજો લેવાય છે, તે છુટા ભાગોને એકત્ર કરવાની તારીફ લાયક કોશેષો થાય છે અને તેઓને અવસ્તાના 'હાઇતિ' ઉપરથી પહલવીમાં 'હાત' (હા) એટલે ભાગોનું અર્થ સૂચક નામ મલે છે. તેઓના મધ્યમાં 'સ્તઓત યસ્ન' (અહુનવર, અષેમ અને યેંઘ્હે હાતાંમ)[1] થી શરૂ થતા 'પાંચ ગાથા', પેહેલા અને બીજા ગાથાની વચે 'યસ્ન હપ્તંઘ્હાઇતિ' તથા ચોઠા અને પાંચમાં ગાથાની વચે 'દહ્મ આફ્રિતિ' અને સેવટે 'અઇર્યમ ઇષ્ય'નાં નામીચાં ભણતરોને મુકવામાં આવે છે[2] અને એક વેળા ૭૨ હાનાં આ

---

૧–આવસ્તા સાહિત્યના કયા ભાગને 'સ્તઓત યસ્ન' તરીકે ઓળખાવવો તે વિષે ભાઈબંધ સ્કૉલરોમાં ઘણો મતફેર છે. આ બાબદના વધુ ખુલાસા માટે જુઓ દસ્તુર ખુરશેદજી પાવરી કૃત 'જરથોશ્તી સાહિત્ય અભ્યાસ' ભાગ ૨ જો, સફે ૧–૫.

૨–ઈજશનેના મધ્યમાં આ નામીચાં ભણતરોની થયલી જે ઘટના હાલ આપણે જોઇએ છીએ તે વંદીદાદ અને વીસ્પરદનાં લખાણોની વચેના જમાનામાં થઈ છે અને તેની સત્તાવાર નોંધ આપણને વીસ્પરદમાં મોજુદ મલે છે. જુઓ ક૦ ૧, ફ. ૩–૮; ૨૦, ફ. ૨; ૨૩, ફ. ૨.

એકંદર ભણુતરની સુંદર ઘટના થાય છે. તેને અવસ્તાના 'યસ્ન' (સંસ્કૃત 'યજ્ઞ') ઉપરથી પહલવી પાઝંદ અને ફારસી યજશ્ન એટલે મીનો અને ગેતીની તમામ અશો પેદાયશો તથા તેઓના મુવક્કેલ યજદોની ખુશનુદીનું સામટી આરાધનાઓ કરવાનું એકજ સામાન્ય નામ મલે છે. વળી તેની સંભાલ તથા સલામતીના કારગર ઇલાજો લેવાય છે અને તેને તથા એવાંજ બીજાં ભણુતરોને દીનની ક્રિયા કરનાર યોઝદાથ્રગર મોબેદોને મોંઢે રાખવા અને મોંઢે રાખીને ભણવા ઠરાવવામાં આવે છે. આ મુજબ આપણે જોયું તથા જાણ્યું છે કે, યજશ્ને કોઇ એકજ બાબદનું ખાસ લખાણ નથી, પણ જુદી જુદી બાબદોના જુદા જુદા અનેક વિષયોનો જે સુંદર સંગ્રહ તે હાલની આપણી યજશ્ને છે.

ત્યારે મરણના પેહેલા ત્રણ દહાડા સવારે યજશ્ને અને બાજ તથા રાતે ભણાતો કર્દો વગેરે સરોશ યજદની ક્નુમનથી થતાં આ ભણુતરો પાછલો એક સ્વભાવિક વધારો છે અને વંદીદાદના વખત પછી આ તથા બીજાં ભણુતરો ગાથાના ભણુતરો સાથે ભણવા ઠરાવેલાં મલે છે. આ સઘલાં ભણુતરોનો ઉપયોગ કરવા માટેનું દીની ફરમાન સર્વથી પેહેલાં સાસાન્યાન જમાનાના તથા તે જમાના પછીના નજદીકના વખતના દીનદાનેશમંદ દસ્તુર સાહેબોનાં અસલ પહલવી લખાણોમાં મલે છે.

# બાબ ૭

## અનુશેહ રવાનોની ફરજીયાત ક્રિયાઓ

### પહલવી-પાઝંદ લખાણો મુજબ

અનુશેહ રવાનોની ત્રણ દહાડાની પાવમહેલની ફરજીયાત ક્રિયાની અગત્યતા વંદીદાદની ૧૨ મી પરગરદની શાહાદતથી આપણે જોઇ છે અને તેનાં ભણતરમાં જો કે એકલા ગાથાનું ભણતર મલે છે, તો પણ તેનાં વજનદાર કારણોબી આપણે જોયાં છે. હવે આપણે આ ત્રણ દહાડાનાં પુરાતન ભણતરમાં હાલનાં ભણતરોના થયલા સ્વભાવિક વધારાના કાળ અને જમાના તરફ આવ્યે છીએ, કે જે બાપીકાં રાજ અંમલનો છેલ્લો સાસાન્યાન જમાનો છે. આ જમાનામાં દીનાઇનનાં લખાણોની જોશભેર ચલવલ ચાલુ થાય છે અને તે દીનના કાબેલ દસ્તુરોની તારીફ લાયક કોશેષોને એકલી આભારી છે. મરણ ક્રિયાઓની ઉત્પત્તિ અને હસ્તીનો મુખ્ય આધાર આ જમાનાનાં અકસર પહલવી-પાઝંદ લખાણો ઉપર રહેલો છે અને પાછલથી ફારસી રીવાયતોનાં લખાણોમાં કેટલુંક ઘટતું અને કેટલુંક નહીં ઘટતું વધારાનું તત્વ આમેઝ થાય છે. અહીં આપણે પહલવી અસલ લખાણોની શાહાદતો રજુ કરીશું અને તે માટે **વંદીદાદની પહલવી શરેહ, શાયસ્ત-ને-શાયસ્ત** તથા **દાદસ્તાને દીની** આપણું ખાસ ધ્યાન ખેંચે છે. આપણી પાસે આ ત્રણ ઘણાં અગત્યનાં લખાણો બચેલાં છે અને તેમાં મરણ ક્રિયાનો જે અનુક્રમ ગોઠવાયલો છે, તેવો બીજે ઠેકાણે મલતો નથી. ત્યારે અહીં પણ આ લખાણોની શાહાદતો સાથેજ બોલવાનું હું વધારે પસંદ કરૂંછું.

## વંદીદાદની પહલવી શરેહ (૫૦ ૮, ફે. ૨૨)[1]

આ અવસ્તાથી જાહેર છે કે, દરેક જનને માટે (હરૂ તન્ રા) ત્રણ દહાડા યજશ્ન (યશ્ત્) તથા બાજ (દરૂન્)—સેતોશની[2] ક્રિયા—કરવી જરૂરી છે.... આ ત્રણ દહાડામાં તમામ આરાધના સરોશની કરવી.... અને પછી ત્રીજી રાતની ઉશહેનમાં (પ ઓશ્ ઈ સતીકર્)[3] ચાર[4] બાજ ઈજવી—એક રશ્નુ અને અશતાતની, એક ભલા વાયુ ('વાય્ ઈ વેહ્' યાને રામ યજદ)ની, એક અશો સરોશની[5] અને એક અર્દાફ્રવશની. તે અર્દાફ્રવશની બાજમાં ગરમ પક-

---

૧-પહલવી ટેક્ષ્ટ માટે જુઓ *Vendidād, Avesta text with Pahlvi translation and commentary.* Edited by Dastur Hoshang Jamasp. Bombay, 1907. વૉ૦ ૧, સફે ૩૧૭-૩૨૧. સરખાવો દસ્તુર જામાસ્પજી મીનોચેરજીનો 'પેહલવી વંદીદાદનો ગુજરાતી તરજુમો'. મુંબઈ સને ૧૯૦૮ ઇસ્વી. સફે ૮૫-૮૭.

૨-'સેતોશ' યાને ગુજરનારના પહેલા ત્રણ દિવસોમાં થતી સરોશ યજદની આરાધના તથા એ શબ્દની ઉત્પત્તિ વિષે જુઓ મારી *The Zoroastrian Doctrine of a Future Life,* સફે ૭૩ નોટ ૫.

૩-ત્રીજી રાત પછીની ઉશહેનમાં એટલે 'ચહારૂમની બામદાદે'.

૪-હસ્તલેખ DJE અને BU મુજબ; બીજા હસ્તલેખો મુજબ 'સે' (ત્રણ). જુઓ દસ્તુર હોશંગજીનો ટેક્ષ્ટ, સફે ૩૧૯ નોટ ૪૯.

૫-હસ્તલેખ DJE અને BU મુજબ; બીજા હસ્તલેખોમાં સરોશની નયતે ચહારૂમની બામદાદે બાજ ઈજવા વિષે બોલવામાં આવ્યું નથી. આપણો આજનો રેવાજ મજકુર બે હસ્તલેખોને ટેકો આપે છે. પરંતુ બીજાં પહલવી લખાણોમાં પણ ત્રણજ બાજ વિષે બોલવામાં આવે છે અને ત્યાં સરોશની બાજ વિષે બોલવામાં આવ્યું નથી. જુઓ શાયસ્ત-ને-શાયસ્ત બાબ ૧૭, ફ૦ ૪-૫; દાદસ્તાને દીની પુર્સેશ ૨૯, ફ. ૧-૪; ૨૭, ફ૦ ૭; ૮૦, ફ. ૧૨-૧૫. જુઓ મારી મજકુર કેતાબ, સફે ૮૬ નોટ ૭૪-૭૬.

વાન (ગરૂમુફ)[1] મુકવું.... અને દશમા, માસીસા અને વર્ષે ઉપર એકેક યજશ્ન (હરૂ એવફ્ યેશ્તી) કરવી.

દીનાઇનના બાબમાં મોતેબર ગણાતી પહલવી કેતાબ **શાયસ્ત-ને-શાયસ્ત**[2] મજકુર પહલવી શરેહને બોલેબોલ ટેકો આપે છે અને કાંઇ પણ ખાસ વધારા યા ઘટાડા વગર ઉપર જણાવેલી ક્રિયાઓ કરવા વિષે ફરમાવે છે. વળી વંદીદાદની શરેહ સાથે પહલવી કેતાબ **દાદસ્તાને દીની**ની[3] સર-

---

૧–'ગરૂમુફ' એ એક બેગાનો શબ્દ છે, અને તેને હું ફારસી 'ગરમેહ' સાથ સરખાવી એનો અર્થ 'ગરમ પકવાન' કરૂં છું. આ અર્થ દસ્તુર ખુરશેદજી પાવરીએ પોતાના 'જરથોશ્તી સાહીત્ય અભ્યાસ' ભાગ ૨, સફે ૩૦–૪૧ માં સત્તાવાર શાહાદતો સાથે સીદ્ધ કીધો છે, એટલે તે બાબદ પર અત્રે લંબાણ કરવાની જરૂર નથી. વળી દસ્તુર હોશંગજીએ પણ એવીજ સુચના કરી છે (જુઓ સફે ૩૧૯, નોટ પર). ટુંકમાં એટલુંજ કહીશ કે પહલવી જમાનાના દસ્તુર સાહેબોથી લઈને સઘલા તરજુમો કરનારા સાહેબો એ શબ્દને 'દરમુક્' વાંચી તેનો અર્થ મરનારના રવાનને માટે 'શીઆવ' (જામેહ)ના પોષાકનો કરે છે! દસ્તુર દારાબજી સંજાણા પોતાની *The Zand î Javît Shêda Dâd* (Bombay 1895)માં એને એક હસ્તલેખ મુજબ 'દુરમુલે' (?) વાંચી તેનો અર્થ 'boiled rice or corn' (પકાવેલા ચાવલ) કરે છે! (જુઓ સફે ૧૪૭ નોટ ૨).

૨–શાયસ્ત-ને-શાયસ્ત, બાબ ૧૭, ફ૦ ૪–૫. વળી પાછળ સફે ૨૦–૨૭ પર દર્શાવેલાં ગાથા ઉસ્તવઇતિનાં બીજાં ગાહસારણા માટેના સહેજ ઇશારા માટે જુઓ બાબ ૧૦, ફ. ૬. આ ફકરાઓના તરજુમા માટે જુઓ *Sacred Books of the East.* વૉ૦ ૫, સફે ૩૮૨–૩૮૪ તથા ૩૧૮. (Tr. by Dr. E. W. West). આ મોતેબર ગણાતી પહલવી રીવાયતનો ટેક્ષ્ટ મારા વિદ્વાન મીત્ર ડા૦ માનેકજી બ૦ દાવરે છપાવી તૈયાર કર્યો છે. ચોકસ સબબો સર તે હજુર બાહેર પાડી શકાયો નથી. મજકુર ફકરાઓ એમની કેતાબના સફા ૯૨–૯૩ તથા ૪૯ પર નજરે પડે છે.

૩–દાદસ્તાને દીની, પુર્સેશ ૮૦, ફ ૧૨–૧૫. આ ફકરાઓના તરજુમા માટે જુઓ *Sacred Books of the East.* વૉ૦ ૧૮, સફે ૨૪૦–૨૪૧. (Tr. by Dr. E. W. West); તથા વિદ્વાન એરવદ સાહેબો શેહેરીઆરજી ભરૂચા અને તેહમુરસ અંકલેસરીઆનો 'દાદસ્તાને દીનીનો ગુજરાતી તરજુમો.' મુંબઇ ઇ૦ સ૦ ૧૯૨૬. સફે ૧૯૧–૧૯૨.

આમણી કરતાં જણાય છે કે તેના ફાજેલ દસ્તુર માનુશચીહરે તે પહલવી શયેહ ઉપરથી લગભગ નકલ કીધી છે. આ પાછલી કેતાબમાં જે એક વધારો જણાયલો છે તે એ કે ચહારૂમને દહાડે 'વીસ્પરત્ ઈ અર્તાક્રવર્ત' તથા 'દવાજ઼દેહ-હુમાયશ્ત ઈ અર્તાક્રવર્ત' કરવા ફરમાવે છે. આપણા હાલના રેવાજ મુજબ ચહારૂમને દહાડે 'વીસ્પરદ' તથા 'હુમાયશ્ત'ની ક્રિયાઓ થતી નથી અને દીનની શરીઅત મુજબ તે થઈ શકે પણ નહીં. હ્યાં જે 'વીસ્પરદ' તથા 'હુમાયશ્ત' વિષે બોલવામાં આવ્યું છે, તેઓને આ નામે ઓલખાતી બે જુદી ખાસ ક્રિયાઓ સમજવાની નથી.[1]

પહલવી લખાણોમાં મરણનાં ભણુતર ક્રિયાની આ ત્રણ ખાસમાં ખાસ શાહાદત મલે છે. હવે આપણે આપણા પાજ઼ંદ ભણુતરોની બારીક તપાસ લઇશું, અને જોઇશું કે આ દીની લખાણોમાં મરણનાં ભણુતર ક્રિયામાં થોડો ઘટતો વધારો નીચે મુજબ થયો છે.

## પાજ઼ંદ લખાણો[2]

પતેતે ખુદમાં મરણની છેલ્લી ઘડીએ મરનારના રવાનની શાંતિ માટે 'ઝ્વીશાંન્ નજ઼દીકાંન્' એટલે નજ઼દીકનાં

---

૧–ગુચવાડો ઉભી કરનારી આ બાબદમાં એરવદો શેહેરીઆરજી તથા તેહમુરસ વાજબી શકમંદ થયા છે. આ બાબદના ખુલાસા માટે જુઓ દસ્તુર ખુરશેદજી પાવરી કૃત 'જરથોશ્તી સાહિત્ય અભ્યાસ' ભાગ ૧, સફે ૧૪૮ ની નોટ.

૨–આ અને બીજાં ભણતરોના પાજ઼ંદ ટેક્ષ્ટ માટે જુઓ *Pāzend Texts.* Collected and collated by Ervad Edalji K. Antia. Bombay, 1909.

ખેશીઓએ 'અષેમ' અને 'પતેત' સંભળાવવા કહે છે અને જ્યાં 'પતેત' અવસ્તાના હાદોખ્ત નસ્કનાં અસલ ફરમાન ઉપર થયલો વધારો છે.

વળી **પતેતે પશેમાની** (ક૦ ૧૨) માં એક જરથોસ્તી પોતાનાં ફરજંદોને વસ્યત કરી જાય છે, કે પોતાનાં મરણ વખતે 'અષેમ વોહુ' તથા મરણ પહેલાં અને મરણ પછી 'પતેત' ભણવી, તથા 'સેદોશ' (યાને ત્રણ દહાડા સરોશની ક્રિયા) અને 'ઓસ્તોફરીદ' ફરમાવવા જણાવે છે.[1] એજ **પતેતે પશેમાની** (ક૦ ૯)માં 'ફરવરદેગાંન' (યાને ફસલી વર્ષની આખરના દશ દહાડા), 'ઓસ્તોફરીદ મ્યઝદ'[1] અને 'રૂઝે વદરદેગાંન' (યાને વાર્ષિક રોજગાર)ની ફરજ અદા કરવા જણાવે છે.

**પતેતે ઈરાની**માં 'યજશ્ન,' 'દરૂન' (બાજ), 'મ્યઝદ,' 'આફ્રીનગાંન,' 'રૂઝે વદરદેગાંન' અને 'ઓસ્તોફરીદ' કરવાની ફરજો શિખવે છે.

**દીબાચેહે આફ્રીનગાંન**ની નીરંગમાં મરણ ક્રિયાના સૌથી અગત્યના જે ચાર ખાસ અવસરો દેખાડ્યા છે, તે 'ચહારૂમ' (મરણનો ચોઠો દહાડો), 'દહુમ' (દશમું), 'સી રૂઝ' (માસિસો) અને 'સાલ રૂઝ' (વર્ષિ)ના અવસરો છે.

---

૧–જુઓ દસ્તુર ખુરશેદજી પાવરી કૃત 'જરથોશ્તી સાહિત્ય અભ્યાસ' ભાગ ૧ લો, સફે ૧૩૦–૧૩૪, ૧૩૫–૧૩૯, ૪૦–૪૨.

# બાબ ૮

## હયાતીમાં પાલવાની જીંદેહ રવાનની ફરજીઆતો

### તેઓનું અનુશેહ રવાનની ક્રિયામાં ફેરવાઇ જવું

મરણ–જીવનની નાની કે મોટી, દરેમેહેરની કે દરેમેહેરની બાહારની ક્રિયાઓની ઉત્પતિ અને હસ્તીનો આધાર પહલવી–પાઝંદ લખાણો ઉપર રહેલો આપણે જોઇએ છીએ. આ ક્રિયાઓ બે જુદા વર્ગોમાં વહેંચાયલી છે. એક મરણની અનુશેહ રવાનોની અને બીજી હયાતીમાં ફરજીઆત પાલવાની જીંદેહ રવાનની ક્રિયા છે. ક્રિયાઓના બે ભાગોમાં કઇ ક્રિયાને દીનનાં પુસ્તકોમાં વધારે વજન આપ્યું છે, તે જરથોશ્તીઓએ જાણવું થોડું અગત્યનું નથી. હાલની મરણ ક્રિયાઓનું પ્રમાણ જ્યારે જીઆદે હોય છે, ત્યારે જીવતાંઓની જીંદેહ રવાનની ક્રિયાનું પ્રમાણ ઘણું ઓછું, અધુરૂં અને નહીં જેવું છે. પણ ધર્મ પુસ્તકોનો જ્યારે સંભાલ ભરેલો અભ્યાસ કર્યે છીએ ત્યારેજ જણાય છે કે, પહલવી–પાઝંદનાં અસલ લખાણોમાં મરણ ક્રિયાઓ કરતાં, હયાતીમાં પાલવાની મોટી ફરજીઆત ક્રિયાઓનું પ્રમાણ ઘણું જીઆદે હોય છે. ત્યારે એનું કારણ શું? જવાબ જાણવાજોગ છે.

હયાતીની જીંદેહ રવાનની મોટી ક્રિયાઓનું પાછલા જમાનામાં અસલ સ્વરૂપ ફેરવાઇ જાય છે. એનું કારણ બાપીકી શાહાનશાહત પડી ભાંગવાનું, બાપીકાં રાજ્યનો આશ્રો ખોહી બેસવાનું અને ગુરૂવર્ગનાં ગુજરાણનાં સાધનો ખુટી જવાનું જણાય છે. તે ગુજરાનનાં સાધનો શોધવા અને ઉભાં કરવાની આપણા એક વેળાના ગુરૂઓની હાલત અને હાજતનું છે. તે

સમય અને સંજોગોનાં આ વાજબી, પણ કમનસીબ કારણમાં, આપણને જોવા અને જાણવા જે જરૂરનું છે, તે જીંદેહ રવાનનાં ભણતરો અને ક્રિયાઓ, જેઓને નામવાર અને વિગતવાર હેઠળ આપણે જોઇશું કે, તેઓ કોણના ફાયદા માટે ખાસ રચાયલાં છે? તેઓ હયાત જરથોશ્તીઓની સવાબકારી માટે કે ગુજરપામેલાંની બેહેતરી અને બુખ્તગી માટે ઠરાવેલાં છે? આ સવાલનો સીધો અને સાચો જવાબ આપણને પહલવી-પાઝંદની અસલ કેતાબોમાંથીજ મલે છે. તે ઉપરથી સાફ સાફ જણાય છે કે, તેઓ હયાત જરથોશ્તીઓની ખુદની હાથે જાતે હયાતીમાંજ પાલવાની ફરજીઆતો છે. તેઓ કેવળ જીવતાંઓનીજ સવાબકારી માટે મુકરર થયલી છે અને તેઓને તેઓએ પોતે પોતાનીજ બેહેતરી માટે અદા કરવાની છે.

હયાતીમાં પાલવાની આ મોટી ફરજીઆત ક્રિયાઓનાં ઉંડાણમાં જઈ જોઇએ છીએ, તો જણાય છે કે, તેઓમાં જરથોશ્તી મજહબનું એક તારીફ લાયક તત્ત્વ આમેઝ થયલું આપણને મલે છે. ગાથા અને અવસ્તાનાં મોતેબર લખાણોમાં એક જરથોશ્તી જીંદગીને ભવિષ્યની ભલી જીંદગી માટે તૈયાર રેહેવાની તાકીદ ફરમાવી છે અને તેમાં જીંદેહ રવાનોની આઝાદેહગી તથા બુખ્તગી માટે જીવતાં જીવત હાથે જાતે કીધેલાં કોમી અને દીની બેહેતરીનાં ભલાં કામોનોજ બદલો ભવિષ્યમાં મલવાનો પવિત્ર કોલ અપાયો છે.[1]

ત્યારે ભવિષ્યની ભલી જીંદગીના મહાન બદલા માટે મરણ

---

૧–ગાથા હા ૪૩, ફ. ૫ તથા વં૦ ૫૦ ૧૯, ફ. ૨૭–૨૮. આ મોતેબર દીની ફરમાનની વિગતવાર તપાસ અને સમજણ માટે જુઓ મારી *The Zoroastrian Doctrine of Future Life*, સફે ૪૯–૫૩, ૬૦–૬૨, ૭૨–૭૭, ૯૯–૧૦૦.

પછી પારકાંના આધારે નહીં રેહેવાનાં, પારકો આશ્રો નહીં શોધવાનાં અને મુક્તિ પોતાને હાથેજ મેલવવાનાં દીનનાં આ ઉમદા સાચાં જરથોશ્તી ફરમાનું રહસ્ય, અસલ પહુલવી–પાઝંદ લખાણો કરનારા કાબેલ દસ્તુર સાહેબો બરાબર જોઇ શક્યા હતા અને તેઓ મરણ પાછળ હાલનાં મરનારની નયતે જારી રહેલાં દીનાઇનનાં ક્રિયા કામોની ફરજો પોતાની હયાતીમાંજ એક જરથોશતીએ ફરજીઆત અદા કરવા ફરમાવી જાય છે. ત્યારે અસલ પહુલવી–પાઝંદ લખાણોમાં હયાતીમાં પાલવાની ફરજીઆત ક્રિયાઓ કઇ છે? અને તેનું મૂળ કયાં છે? તેની સત્તાવાર શાહાદતો હવે આપણે નીચે મુજબ જોઈ તથા જાણી શકીશું.

## પહુલવી–પાઝંદ લખાણોમાં હયાત જીંદગીની ફરજીઆતો

(૧) ઝીંદેહ રવાન. જીવતાં જીવત પોતાનાં રવાનના ભવિષ્યના ફાયદા માટે તૈયાર રેહેવા 'સેદોશ'ની આરાધના (દાદસ્તાને દીની, પુર્સેશ ૮૦).

(૨) ગેતીખરીદ. આ દુનિયામાં હાથે જાતે સવાબ ખરીદ કરવાની ક્રિયા (દા. દી, પુ૦ ૭૮, ફ. ૭–૯).[1]

(૩) દવાઝદેહ હુમાન્યશ્ત. આ ક્રિયાના બે વર્ગ પાડ્યા. મોટી અને નાની. મોટીની ૧૪૪ યજશ્ને અને ૧૪૪ વંદીદાદ. નાનીના ૧૪૪ યજશ્ને અને ૧૨ વંદીદાદ. બાર ફરેસ્તાઓની બાર બાર વખત ક્રિયા.[2]

---

૧–આ બાબદના ખુલાસા માટે જુઓ દસ્તુર ખુરશેદજી પાવરી કૃત 'જરથોશ્તી સાહિત્ય અભ્યાસ' ભાગ ૧ લો, સફે ૧૩૯–૧૪૪.

૨–દાદસ્તાને દીનીમાં 'હમાક યજીશ્ન' એટલે તમામ યજશ્ને અથવા સંપૂર્ણ આરાધનાના શબ્દો વારંવાર મલે છે, તે ઉપરથી યજશ્ને તથા વંદીદાદનાં બોહોલાં ભણતરો અને મોટી ક્રિયાઓને 'હમાયશ્ત'નું સામાન્ય નામ આપ્યું છે. જુઓ 'જરથોશ્તી સાહિત્ય અભ્યાસ' ભાગ ૧ લો, સફે ૧૪૫–૧૪૯.

(૪) નીરંગે દીન. બરશ્નુમની, નવજોતની અને 'સે-શુએ' વગેરે નાનો (સ્નાનો)ની ક્રિયાઓમાં પીવા માટે (!) તથા શરીરે ચોપડવા માટે ગોમેજ તથા 'આવ' તૈયાર કરવાની ક્રિયા (વં૦ ૫૦ ૯, ફ. ૩૨ ની પહુલવી શરેહુમાં ઇશારો વગેરે).

(૫) નાવર. મોબેદી પેશા માટે અથોરનાનઝાદાને તૈયાર થવાની પેહેલી પરિક્ષા (દા. દી, પુ૦ ૭૮, ફ. ૭).

(૬) મરાતબ. મોબેદી પેશા માટે તૈયાર થવાની છેલ્લી પરિક્ષા (એની શાહુાદત અચોકસ છે).

(૭) બરશ્નુમ. નવ રાતનું મોબેદનું તનપાકનું નાન (સ્નાન) (દા. દી, પુ૦ ૮૦, ફ. ૩૦–૩૧). વંદીદાદનાં ફરમાન મુજબ જે જરથોશ્તીઓ 'હુમરીત રીમન' થાય, એટલે મુવેલાંની લાસના બેકાયદે સીધા સંબંધમાં આવેલાં હોય, તેઓને રોગોનો ફેલાવો કરનારાં ગણ્યાં છે અને સૌથી અપવિત્ર જાહેર કીધાં છે, તેઓને પાછાં પવિત્ર કરવાની ક્રિયા.

(૮) પતેતો. ભુલથી થયલાં પાપોનો 'હું' અને 'મને' વગેરે પેહેલા પુરૂષમાં જાતે પસ્તાવો કરવાનાં ફરજીઆત ભણતરો (વં૦ ૫૦ ૯, ફ. ૫૦ વગેરે).

(૯) ગાહામ્બારો. કુદરતની જુદી જુદી ફસલોને આવકાર આપવાનાં ખુશાલીના અવસરોનાં જશનો (પતેતે પશેમાની, કર્દો ૯ વગેરે).[1]

---

૧–આ અને એ પછીની અત્રે દર્શાવેલી હયાતીમાં પાળવાની ફરજીઆતો વિષે પહલવી લખાણોમાં વારંવાર બોલવામાં આવ્યું છે. ખાસ કરી જુઓ શાયરત–ને–શાયરત બાબ ૧૨, ફ. ૩૧; બાબ ૧૩, ફ. ૨૯. સરખાવો

(૧૦) ફ્રવર્દેગાંન. દીની સાલની આખરે દશ દહાડા અશોનાં ફ્રોહરોની સામટી આરાધના કરવાની ફરજ (પતેતે પશેમાની, કર્દો ૯ વગેરે).

(૧૧) ફ્રવર્દેગાંન અવા સેદોશ. ફ્રવર્દેગાંનના દશ દિવસોમાં અશોનાં ફ્રોહરો સાથે ત્રણ સરોશની આરાધના કરવાની ફરજ (પતેતે રવાની).

(૧૨) રપીથવન. બહારની ફસલ સાથે શરૂ થતી ગરમીની મોસમને આવકાર આપવા શુક્રગુજારીનું જશન (પતેતે પશેમાની, કર્દો ૯ વગેરે).

(૧૩) રૂજે વદર્દેગાંન. ગુજરેલાંનાં રોજગારો કરવાની જીવતાંઓની ફરજ (પતેતે પશેમાની, કર્દો ૯ વગેરે).

(૧૪) ખુરશેદ અને મેહેર ન્યાયશ. દરરોજની ત્રણ ગેહેની જીવતાંઓની ફરજીઆતો (પતેતે ઇરાની).

(૧૫) માહ–બખ્તાર ન્યાયશ. દર મહિનામાં કમમાં કમ ત્રણ વખત—ચાંદરાત, પુનમ અને અમાસને દહાડે—ગુજારવાની ફરજીઆત (પતેતે ઇરાની).

જીંદેહ રવાનની આ ક્રિયાઓ હયાત જરથોશ્તીઓએ પોતાની હયાતીમાં પાલવાની રોજીંદી, માસિક અને વાર્ષિક ફરજીઆતો છે અને દીનાઇનની કેતાબોમાં તેઓની શાહાદતો જ્યારે મોજુદ મલે છે, ત્યારે હાલમાં જીંદેહ રવાનની ક્રિયાનું

---

દીનકર્દ પુસ્તક ૮, બાબ ૨૯, ફ્. ૧; પુસ્તક ૯, બાબ ૪૯, ફ્. ૮; તથા દાદસ્તાને દીનીની પછવાડેની રીવાયત પુ૦ ૧૫, ફ્. ૧-૧૫ (એરવદ સાહેબ બમનજી ન૦ ધાબરની ઍડીટ કરેલી કેતાબ, સફે ૪૦–૪૩); અને ફારસી સદદર નસર બાબ ૬, ફ્. ૧–૭. વળી જુઓ મારી *The Zoroastrian Doctrine of a Future Life*, સફે ૭૮–૭૯, ૧૦૦–૧૦૧.

પ્રમાણ ઓછું અને અનુશેહ રવાનોની ક્રિયાઓનું પ્રમાણ હદથી જીઆદે વધી જવાનું કારણ શું? એનું સ્વભાવિક કારણ પાછળ આપણે જોયું છે અને તે ફેરવાયલા કમનસીબ સંજોગોને આભારી છે.

## હયાત જીંદગીની ફરજીઆતોનું બદલાયલું સ્વરૂપ

દીનાઇનની ક્રિયાઓનાં લખાણો એકજ વખતે થયાં નહીં હતાં, તેઓની મુદ્દતમાં કેટલીક સદીઓ પસાર થઇ છે. **વંદીદાદની પહલવી શરેહ** તથા **પાજંદ ભણતરો** આગલાં અને પહલવી શાયસ્ત–ને–શાયસ્ત તથા દાદસ્તાને દીની પાછલાં છે. પેહેલાં લખાણો સાસાની અંમલ (ઇ. સ. ૨૨૬–૬૫૧) દરમીયાંન લખાયાં છે. તે દીનઆધાહ દસ્તુર **આદરબાદ મારેસ્પંદ** (ઇ. સ. ૨૯૦–૩૭૧) તથા બીજા કાબેલ દસ્તુર સાહેબોની ભલી કોશેષનું સુંદર ફળ છે. **શાયસ્ત–ને–શાયસ્ત** લગભગ ઇસ્વી સાતમી સદીમાં તૈયાર થયલી એક સત્તાવાર પહલવી રીવાયત છે, જ્યારે **દાદસ્તાંને દીની** કેતાબ સાસાની અંમલ ખતમ થવા પછી અને શુમારે ઇસ્વી નવમી સદીમાં લખાયલી છે અને તે એકજ દસ્તુરાન દસ્તુરના કાબેલ હાથનું પરિણામ છે, જે **માનુશચીહર ગુવાનચીમ** છે, જે સાહેબ ઇ. સ. ૮૮૧ની આસપાસ હયાતી ભોગવી ગયા છે.

પહલવી સાહિત્યના જમાના પછી ઇસ્વી અગિયારમી સદીથી દીનાઇનનાં લખાણો ફારસી ભાષામાં જારી થાય છે. આ લખાણોમાં જે કેતાબ અગ્રપદ લએ છે, તે શુમારે ઇસ્વી ચૌદમી સદીમાં રચાયલી **સદદર નસર**[1] છે. ઇસ્વી ૧૪૯૬

---

૧–આ કેતાબોના ફારસી 'ટેક્ષ્ટ' માટે જુઓ *Saddar Nasr and Saddar Bundahish.* Edited by Ervad Bamanji N. Dhabhar. Bombay, 1909. સદદર નસરના તરજુમા માટે જુઓ *Sacred Books of the East.* વૉલ્યુમ ૨૪, સફે ૨૫૩–૩૬૧ (Tr. by Dr. E. W. West).

અને ૧૬૦૫ માં સદ્દર કેતાબ બેતબાજીમાં બાહાર પડે છે. ફારસી લખાણોમાં જે બીજી અગત્યની કેતાબ છે, તે ઇસ્વી ૧૫૨૮ માં રચાયલી સદ્દર બુન્દહીશ છે.[1] આ બેહુ નામીચી કેતાબો જોકે પહલવી લખાણોને ઘણી સદીઓ પસાર થવા પછી લખાયલી છે, તોપણ તેઓ ઘણે ભાગે શાયસ્ત-ને-શાયસ્ત તથા એવીજ બીજી પહલવી રીવાયતોના આધારે રચાયલી છે અને તેઓમાંબી પહલવી લખાણો મુજબ હયાતીમાં ગુજારવાની ફરજીઆતો વિષે ખાસ બોલવામાં આવ્યું છે.

આ દસ્તુર સાહેબોએ ફરમાવેલાં અકસર હયાતીમાં પાલવાનાં સઘલાં ફરજીઆત ભણતરો અને ક્રિયાઓ હાલમાં મરણ પાછળ થાય છે. શુમારે એક હજારથી પંદરસો સાલ ઉપર તથા ત્યાર પછી અપાયલાં આ મોજુદ ફરમાનોને ઇસ્વી ૧૪૭૮ થી ૧૭૭૩ ના અરસામાં લખાયલાં ફારસી રીવાયતનાં લખાણોમાં મરણ ક્રિયાઓમાં ફેરવવામાં આવે છે,[2] હયાત જીંદગીની ફરજીઆતોની જગા મરણ ક્રિયાઓ લએ છે અને કેટલાક ખુદ ખુશાલીના અવસરોનું અસલ સ્વરૂપ મરણના ગમીના પ્રસંગોમાં ફેરવાઇ જાય છે. આ ફેરફાર અને આ વધારો અનેક મુશકેલીઓ ઉભી કરે છે, તે અસલ્યાત ઉપર, દીનની સાદી તથા ગંભિર ક્રિયાઓની ગંભિરાઇ ઉપર અને કોમના મધ્યમ તથા ગરીબ વર્ગની આર્થિક સ્થીતિ ઉપર ખરાબ અસરો કરે છે.

---

૧-આ કેતાબના ફારસી ટેક્ષ્ટ માટે જુઓ સફે ૫૪ ની ફૂટનોટ.

૨-જુઓ દસ્તુર દારાબ હમજીઆરની (ઇસ્વી શુમારે ૧૬૭૯ માં) સંગ્રહ કીધેલી ફારસી રીવાયત. ગુજરાતી તરજુમો છપાવી પ્રગટ કરનાર, મરહુમ એરવદ સાહેબ રૂસતમજી જામાસ્પજી દસ્તુર મેહેરજી રાણા. નવસારી, સને ૧૮૯૬ ઇસ્વી. એના ફારસી 'ટેક્ષ્ટ' માટે જુઓ *Darab Hormazdyar's Revayat*. Edited by Ervad Manokji R. Unvala. (In 2 vols.) Bombay, 1922.

# બાબ ૯

## મરણની ઘટતી અને નહીં ઘટતી ક્રિયાઓ

આપણે જોયું અને જાણ્યું છે કે, દીનાઇનની કેતાબોમાં મરણ ક્રિયાઓનો સીલસીલો એકજ જગાએ સંપૂર્ણ જલવાયલો નથી. તે અવસ્તા, પહલવી, પાઝંદ તથા ફારસી લખાણો અને ભણતરોમાં વેંહેચાઈ ગયો છે. હ્યાં હવે તેઓને આપણે એક જથ્થે અનુક્રમમાં જોઇ શકીશું અને મરણની ઘટતી ક્રિયાઓથી નહીં ઘટતી ક્રિયાઓને દીનાઇનનાં મજકુર નમુદ કીધેલાં લખાણોના આધારે જુદી અને છુટી પાડી દેખાડીશું.

### મરણની ઘટતી ક્રિયાઓ

(૧) મરણને બીછાંણેથી એક જરથોશ્તીએ 'અષેમ્ વોહૂ'નો કલામ યાદ કરવો અથવા નજદીકનાં ખેશીઓએ મરનારને સંભલાવવો.

(૨) ગાહસારણું. મરનારની લાસ રૂબરૂ ગાથાનું ભણતર કરવું.

(૩) પાયદશે મોબેદોની એક જોડ.

(૪) સરોશની યઝશ્ને, ત્રણ દહાડા.

(૫) સરોશના દરૂન (બાજ), ત્રણ દહાડા.

(૬) સરોશનો રાત્રે કર્દો (પાતરૂં!), ત્રણ દહાડા.

(૭) ચહારૂમની આમદાદે ચાર બાજ.

(૮) ચહારૂમની આમદાદે 'નીરંગે બુય દાદન્' (પાદરૂઝ-જારત).

(૯) ચહારૂમની બામદાદે 'દક્ષ'નું આફ્રીનગાંન.

(૧૦) ચહારૂમ. ચોઠે દહાડે અશોનાં ફ્રરોહરોની આરાધના, આફ્રીનગાંન, બાજ, સતુમ. (ગુંજાસ હોય તો યજશ્ને).

(૧૧) દહુમ. દશમાને દહાડે ઉપર મુજબ ક્રિયા.

(૧૨) સીરૂજ. માસિસાના ૩૦ મે દહાડે સીરોજાનાં આફ્રીનગાંન, બાજ, સતુમની ક્રિયા. દીસી અથવા રોજગારને દહાડે ચહારૂમ મુજબની ક્રિયા.

(૧૩) સાલરૂજ. વર્ષીના ૩૬૫ તથા રોજગારના ૩૬૬ મે દહાડે ઉપર મુજબની ક્રિયા.

(૧૪) રૂજે વદર્દેગાંન. ગુજરેલાંના વાર્ષિક રોજગારો ઉપર ચહારૂમ મુજબની ક્રિયા.

(૧૫) ફ્રર્વર્દેગાંન. સાલ આખરના દશ દહાડા અશોનાં ફ્રરોહરોની આરાધના.

મરણનાં બરવખ્તનાં આ ઘટતાં ભણતરો અને ક્રિયાઓ છે. પહલવી-પાજંદ લખાણોની શાહાદતથી જણાય છે કે, શુમારે તેર સદી પેહેલાં સાસાન્યાન અંમલમાં આપણા ઇરાની ન્યાગાંનો કાયદેસરની આ ઘટતી ક્રિયાઓ કરતાં હતાં અને પોતાનાં ગુજરપામેલાં વહાલાં ખેશાવંદો તરફની ખરી ફરજ અદા કરવાનો સંતોષ લેતાં હતાં.

મરણની બાજ-આફ્રીનગાંનની ક્રિયાઓમાં કેટલીક સાદી ભેટો ધરવાની હોય છે. તેઓ દરૂન, થોડાં ફુલ અને ફળ, થોડો સુકો મેવો, ચોખું પાણી, દુધ અને શરબત છે. સતુમનાં ભણતરમાં કુટુંબના ઉપયોગ માટેનું સાદું સુતરૂં પકવાન પુરતું

છે. તેઓ કુદરતની નેઆમતોના નમુનાઓ છે અને તેઓને રજુ રાખી અશોનાં ફરોહરો, અશોનાં રવાનો તથા યજદ-અમશાસ્પંદોની ખુશનુદી ચાહવાની છે. મીઠાઇ મેવાનાં પક-વાનોનાં ખર્ચો કરવા નારવા છે. વળી મરણ પાછળના ખર્ચો હલાલ મેહેનત અને પ્રમાણિકપણાથી મેળવેલા પોતાની ગીરોના પૈસાથી થાય તેમાંજ રવાનોની ખરી ખુશનુદી છે, પણ લખલુટ ખર્ચો કરી કરજદાર થવામાં અને માંગી તાંગીને પુરૂં કરવામાં તેઓની ખરી ખુશનુદી નથી. ત્યારે હવે આપણે તે બેજા ખર્ચોનું બયાન કરીશું અને નહીં ઘટતી ક્રિયાઓના બેઅંદાઝ ખર્ચાલુપણાના કેટલાક દાખલા દેખાડીશું.

### મરણની નહીં ઘટતી ક્રિયાઓ

(૧) મરનારની લાસ (સચકાર—સંસ્કાર) આગળ રાતો દીન ભણતરો. આ વધારો બિનજરૂરી છે.

(૨) મરનારની લાસના સચકાર આગળ અને રસ્તાનાં બે બે ગાહસારણા. આ બેમાંનું રસ્તાનું ગાહ-સારણું ગેરસમજુતીથી ઉભો થયલો રેવાજ છે. આ રેવાજ ઇરાનમાં નથી.

(૩) પાયદશે મોબેદોની અનેક જોડ. દેખાદેખીથી જારી રહેલો રેવાજ.

(૪) મરનારની ભાંચ આગળ રાત દહાડો ભણતરો. જરૂર વગરનો વધારો.

(૫) ત્રણ દહાડા સરોશના વંદીદાદ (બરજોર કામદીનની રીવાયત, સફે ૧૧૦ વગેરે). આ વધારો અસ્થાને થયો છે.[1]

---

૧–વધુ ખુલાસા માટે જુઓ દસ્તુર ખુરશેદજી પાવરી કૃત 'જરથોસ્તી સાહિત્ય અભ્યાસ' ભાગ ૧ લો, સફે ૧૨૭–૧૨૯.

(૬) ત્રણ દહાડા પાંચે ગાહંમાં ખુરશેદ–મેહેર ન્યાયશ વગેરેની ફરજીઆતો (વજર કર્દ દીની, સફે ૧૫૭). પાઝંદ લખાણો મુજબ આ જીવતાંઓની ફરજીઆત છે.

(૭) ત્રીજે દહાડે પાછળા પોહાર અને પાછળી રાતનાં બેબે ઉઠમણા.

(૮) સોસ ભણવી. એની શાહાદત કોઇબી કેતાબમાં નથી.

(૯) મરણનાં પેહેલાં વર્ષમાં ૩૬૫ દહાડા આફ્રીનગાંન બાજ. બિનજરૂરી વધારો.

(૧૦) આખું વરસ સરોશ ભણાવવી. બિનજરૂરી વધારો.

(૧૧) આખું વરસ રવાનની પતેત! (ઇઠોતેર રીવાયત, પુર્સેશ ૧૫). એક નહીં ઘટતો ખર્ચાળુ રેવાજ.[1]

(૧૨) લાખ (અહુનવર) ભણાવવી. એને કોઇ કેતાબનો આધાર નથી.

(૧૩) માસિસા, છમસી અને વર્ષિપર ફરેસ્તા. એની શાહાદત બીલકુલ નથી.

(૧૪) ગાહામ્બારીચું કરવું—ગાહામ્બારની પાવી બેસાડવી. એનો આધાર બીલકુલ નથી.

(૧૫) ફરવરદેગાંન (મુક્તાદ)ના ખરા દશને બદલે અઢાર દહાડા ક્રિયા, શાદી અને ગમીના દિવસોની ભેલમભેલ.

(૧૬) રવાનનું તનપાકનું બરશનુમ! એક રીવાયતમાં તેના લખનાર કહે છે કે, 'પોતાની નયતે બીજા પાસે બરશનુમ લેવાડવાનું અમે કંઇ જાણતા નથી, કેમકે

૧–જુઓ મજકુર કેતાબ, સફે ૧૫૦–૧૫૯.

એ રસમ હીંદુસ્તાનની છે' (શાપુર ભરૂચીની રીવાયત, સફે ૫૮). અહીં તો જીવતાંજ નહીં પણ ગુજનારની નયતે નાનો (સ્નાનો) અપાય છે.

(૧૭) ગેતી ખરીદ (બરજોર કામદીનની રીવાયત, સફે ૧૧૦). પહલવી શાહાદત મુજબ હયાત જીંદગીની ફરજીઆત.

(૧૮) નાની મોટી હુમા-યશ્ત, નીરંગે દીન, નાવર તથા મરાતબ વગેરે. પહલવી લખાણ મુજબ જીવતાંઓની સવાબકારી માટેની ક્રિયાઓ.

આ નહીં ઘટતી ખર્ચાળુ ક્રિયાઓ વળી એકલીજ નથી. છેલ્લી સદીમાં કેટલાક બિનજોખમદાર હાથોથી ગમીના આ નાજુક પ્રસંગોમાં જે નાપાયદાર તત્વો આમેઝ થયાં છે તે આ છેઃ—

(૧) મરનાર સાથે જોડું લગાડી આપવું! જોડાંની ક્રિયાઓ કરાવવી, જોડાંના સીઆવના વાગા, જોડાંનાં વાસણ કુસણ વગેરે (વજર કર્દ દીની, સફે ૧૪૨). આ રેવાજ ઇરાનમાંથી નથી.

(૨) મુકતાદ માંડવા અથવા ડોસલાં બેસાડવાં. ડોસલાંની ટાકો અને ટેબલો ઉપર મરનારની છબીઓ મુકવી! રવાનોને વળાવવાં, તેઓને ભાત્યું અને રસ્તા ખર્ચ માટે રૂપાનાણું બાંધી આપવું! આ રેવાજમાં ઘણાં નાપસંદ તત્વો આમેઝ થયાં છે.[1]

(૩) દશમાંની કુલ્લી ભરવી. આ રેવાજનું લખાણ નથી.

---

૧—આ બાબદના સંપૂર્ણ ખુલાસા માટે જુઓ દસ્તુર ખુરશેદજી પાવરી કૃત 'રેસાલહા-એ-ખુરશેદ' ભાગ ૩, સફે ૧૨૬-૧૯૬.

(૪) ચહારૂમના સીઆવ સાથે જોડા, કાંસકી, છુરી, વીટી અને ગુજરનાર તપકીર સુંઘતાં હોય તો તબકીરની દાબડી વગેરે વસ્તુઓ ઇજાય છે! દેખાદેખીથી આ ખર્ચાળુ રેવાજ જારી થયો છે.

(૫) એક જરથોશ્તીનું મરણ પંચકમાં થયું હોય તો, લુગડાંની પાંચ ઢીંગલીઓ બનાવી અને તેઓને ગાહન પર મુકી અવ્વલ મંજલ પહોંચાડે છે! પાક જરથોશ્તી મજહબ તથા તેની તરીકતને હિણું લગાડનારા આ રેવાજમાં વેહેમી તત્વ આમેઝ થયું છે.

ત્યારે આપણે જોઇએ છીએ કે, મરણની ગંભિર ક્રિયાઓની નાજુક બાબદમાં આ અને બીજી કેટલીક માન્યતાઓ આ ખાલેસ મુજહબની ખાલેસીને ઝાંખ લગાડે છે અને આપણા વ્યવહારૂ બુલંદ મજહબની બુલંદીને વધારે અવ્યવહારૂ, વધારે ખર્ચાળુ અને વધારે મુશકેલ બનાવવામાં બિનજોખમદાર હાથોએ મોટો હિસ્સો આપ્યો છે અને તેમાં વેહેમોનું નાપસંદ તત્વ આમેઝ કીધું છે. દીનાઇનના રેવાજો ધર્મના ફુરમાનોના બંધારણ ઉપર રચાયલા હોવા જોઇએ અને જે રેવાજોમાં જરથોશ્તી ધર્મનું રહસ્ય, જરથોશ્તી અશોઈ અને જરથોશ્તી એતેકાદ તેના નિયમોનાં ઉંડાં બંધારણ સાથે રચાયલાં હોય તેઓ આપણાં દરેક માનને લાયક છે.

આપણી મરણ ક્રિયાઓનું અને તે પાછલના ખર્ચોનું કોઈ પ્રમાણ નથી, તેનો કોઈ અંદાજ નથી. નહીં ઘટતી ક્રિયાઓ, પુગી શકવાને મુશકેલ એવાં લાંબાં ભણતરો અને નહીં ઘટતા ખર્ચો સાથ મરણ ક્રિયાઓની શરૂઆત થાય છે અને તે બેજા ખર્ચો મરણના સેવટના અવસરો સુધી જારી રહે છે. આજ

મરણ પાછલનો વાર્ષિક ખર્ચ એક અને બે થી વધારે હજાર રૂપ્યાની બેઅંદાજ હદ્દ સુધી લંબાયો છે અને દેખાદેખી તથા શરમાશરમીથી કમનસીબે કોમનો ગરીબ વર્ગ ગુંજાસ ઉપરાંત રેવાજી ક્રિયાઓની સખ્તાઈ નાચારીએ સહન કરે છે. અગર સમજુ હમદીનો, અકસર કોમનાં બુઢાં બાનુઓ, દીનાઇનનાં અસલ લખાણો ઉપર લાયક અંમલ કરવાની પોતાની અએન ફરજ સમજતાં થાય, તો આજ મરનારના ચહારૂમ સુધીના ચાર દહાડાના ચોંકાવનારા ખર્ચોનો જે સરવાલો આવે છે, તે આખાં વર્ષના મરણ ખર્ચ માટે પુરતો થાય.

હમદીન બેહેનો અને બેરાદરો, વહાલાં ગુજરપામેલાંઓ તરફની તમારી ફરજ દીલોજાંનથી અદા કરો, પણ તે ફરજો દીનની શરીઅત મુજબ અને અંદાજાસર ઘટતી રીતે બજા લાવો. આપણો વ્યવહારૂ મજહબ એક જરથોશ્તીની અનિવાર્ય દીની ફરજોમાંબી "જેવી શક્તિ તેવીજ ભક્તિ"ના અસરકારક અને ઉમદા અનેક પાઠો શિખવે છે.[1] વળી એજ શિક્ષણની સચ્ચાઈ આપણા દાનાવ દસ્તુરો શિખવી જાય છે કે, 'ચારેહ્ તોખ્શાઇ અચારેહ્ ખુર્સંદી' એટલે આપણી ફરજો અદા કરવા બનતી કોશેષ કરવી, પણ ગુંજાસ નહીં હોય તો થોડાંપર સંતોષ પકડવો. આ જરથોશ્તી કાનુન અને ઉમદા નસીહત ખાસ કરી ગરીબ વર્ગને માટે એક મોટામાં મોટો દીલાસો છે અને તેમાં અશોનાં રવાનો તથા અશોનાં ફરોહરોની શાદમાની અને શાંતિ છે. તેમાં વહાલાં ગુજરપામેલાંની ખરી ખુશનુદી અને તેમાંજ સાચી સવાબકારી છે.

---

૧--આ બાબદ પર એક અસરકારક વઅજ માટે જુઓ દસ્તુર ખુરશેદજી પાવરી કૃત 'વઅઝે ખુરશેદ' ભાગ ૧ લો, સફે ૧૨૯-૧૩૯.

# "ભવીષ્યની જીંદગી વીષેનો જરથોસ્તી ધર્મ–મત."

## ડાકટર જાલ દસ્તુર ખુરશેદજી પાવરી એમ. એ., પીએચ. ડી. નું નવું પુસ્તક.

[રીવ્યુ લેનાર–એરવદ બમનજી નશરવાનજી ધાભર, એમ. એ.]

દસ્તુરજી સાહેબ ખુરશેદજી એરચજી પાવરીએ પોતાનાં ઊંહલાં જ્ઞાનના જોરે આપણા પાક મજહબને લગતી મુશકેલ બાબતોની વાસ્તવીક સમજણ આજ સુધીમાં પત્રદવારે તેમજ ચોપડીઓના આકારમાં વારંવાર બહાર પાડી હમદીનોને ઘણી રોશની આપી તેઓને હેશાનમંદ કીધા છે. એ વતરોગે આ બુજોર્ગ દસતુરજી સાહેબ એક પક્કા યોજદાથરેગર હોવાથી આપણી ઘણીક દીની ક્રીયાઓની મહતવતા તેમજ કેટલીક ક્રીયાઓ જે સમજવામાં આજે પણ ઘણાઓને મુશકેલ લાગે છે તેની ખુબી તથા ખામીઓ પોતાની શોધખોળ અને જ્ઞાનનાં જોરે બતાવતા રહ્યા છે. આવા એક વીદવાન પીતાના વીદવાન પુત્ર ડાકટર જાલ દસ્તુર ખુરશેદજી પાવરીની થોડુંક થયું પ્રગટ થયલી ચોપડી "*The Zoroastrian Doctrine of a Future Life*" યાને "ભવીષ્યની જીંદગી વીષે જરથોસ્તી ધર્મ–મત"ની તપાસ લેતાં ઘણી ખુશી ઉપજે છે. અવસતા, ખીલારોકી, પહેલવી, પાજંદ, ફારસી વગેરે આપણી જરથોસ્તી કેતાબો ઉપરાંત બીજી જુદી જુદી ભાષાઓમાં લખાયલી ફુડીબંધ કેતાબોની શહાદતોથી પોતાના વીષયને ઘણોજ મનમાનતો ઇન્સાફ આપીને આ મોતેબર બાબદ ઉપર વીશેષ અજવાળું નાખવાની ડાકટર જાલે ફતેહમંદ કોશેશ કીધી છે. અતરે જણાવવું અગતયનું છે કે ગુજરાતી તેમજ અંગ્રેજીમાં તેમજ બીજી ભાષાઓમાં આ બાબદ ઉપર ઘણું લખાઇ ચુકયું છે અને તેને લગતી ઘણી કેતાબો બહાર પડી છે, પણ ડાકટર જાલની આ ઉપયોગી અને વીદવતાથી ભરપુર ચોપડી વાંચવા પછી કોઇ પણ જરથોસ્તી એવાં અનુમાન ઉપર આવયા વીના રહેશે નહી કે આ બાબદ વીષે આગલાં લખાણો જેટલાં પણ થયાં હતાં તે સરવે અધુરાં હતાં. તેવાં વારંવાર થયલાં અધુરા

લખાણોની પુરવણી આ કેતાબમાં જોવામાં આવે છે. એટલુંજ નહી પણ ડા૦ જાલે અમેરીકામાં નામીચા ઉસતાદોનાં હાથ હેઠળ જે તાલીમ લીધી છે તેની મદદથી શોધખોળ કરવાની પોતાની શક્તીનો અચુક પુરાવો આપ્યો છે. આ "ભવીષ્યની જીંદગી" વીષે આપણને આ ચોપડીમાં આગળનાં કરતાં ઘણું નવું શીખવાનું મલ્યું છે. પોતાની બાબદની શહાદતોમાં મુલ અવસ્તાના ફકરાઓ જે કર્તાએ આપયા છે તેના તરજુમાઓ તપાસતાં માલમ પડે છે કે તે હઇયાત તરજુમાઓથી ઘણીક ગમ જુદા પડે છે અને તે એક અભયાસીને ઘણોક વીચાર કરવાનો ખોરાક પુરો પાડે છે. એજ પ્રમાણે જે પેહલવી લખાણો ટાંકી બતાવયાં છે તેના તરજુમાઓ જોકે મોજુદ હતા તેજ પોતાના આધારમાં ન લેતાં તે આગળા તરજુમાઓથી કયાં અને કાંય જુદા પડે છે તે જે રીતે ડાકટર જાલે સમજાવયું છે તે જોતાં જણાય છે કે તે અભયાસીઓને ઘણું વીચારવા જોગ છે. વળી ફારસી ભાષામાંથી જે લખાણો પોતાની બાબદના ટેકામાં એકઠાં કરીને તેની ઉપર જુસતેજો ચલાવી છે તેમાંનાં ઘણાં લખાણોનો તો પોતા તરફથી ડાકટર જાલે પેહલીજવાર તરજુમો કરીને પોતાની બાબદ સમજાવવાની ખંતીલી અને ખરી રાહે કોશેશો કીધી છે....

ફરશોગર્દ વખતની હંમેશગી સાથની ભવીષ્યની જીંદગીનો હેવાલ જે ડાકટર જાલે હવે પછી બહાર પાડવા જણાવ્યું છે તેવી બાબદોને પણ આપણે ઉપર જણાવેલાં કારણોએ આગળથી આવકાર આપીશું.

જવાન ડા૦ જાલ પાવરી તરફથી આપણા ધર્મ ઉપર નવી રોશનીઓ ફેંકીને જુની અને નવી બાબદો તેના ખરા આકારમાં સમજાવવાની વધુ કોશેશોની આપણા તરફથી રાખેલી આશા વ્યર્થ જશે નહીજ.

[ સાંજ વર્તમાન, જાનેવારી તા. ૧૨ મી ૧૯૨૭ ]